# રાજા ચદંન અને સતી મલયા-ગરીનો નાટક.

—o:o—

**નાટક પાત્ર.** **૧૬૫૦**

| | |
|---|---|
| કૃષ્ણ / સની / શાંત | દેવતાઓ. |
| ચંદન | ચંદનાવતીનો રાજા. |
| મલયાગરી | તેની રાણી. |
| સુનંદા | તેની દાસી. |
| સાયેર / નીર | તેના પુત્રો. |
| પ્રધાન | ચંદન રાજાનો. |
| દ્વારપાળ | ચંદન રાજાનો. |
| પુંડરીક | પાંડુવ દેશનો રાજા. |
| સરદાર | રાજા પુંડરીકનો. |
| રામશીંગ | મદનાવંતી નગરીનો રાજા અને ચંદન રાજાની માસીનો પુત્ર. |
| પ્રભાવંતી | તેની રાણી. |
| રતનશીંગ | તેનો પુત્ર. |
| ગોર | રાજા રામશીંગનો. |
| નરપતીઓ વણજારો | નરપત પુરનો. |

તવો...... ...... ......તેનો ચાકર.

જેદેવશા...... ...... } સાયેરને ઢેડના હાથમાંથી ફાંસીમાંથી છોડવનાર.

ઢોલકશીંગ... ... ... ...અચલાક પુરીનો રાજા.

ઢોકલશીંગની પુત્રી... ...સાયેરની સ્ત્રી.

સુખદેવ... ...... ......નરપત પુરનો રાજા.

સુખદેવની પુત્રી.........નીરની સ્ત્રી.

ગોર...... ...... ......સુખદેવ રાજાનો.

એ સિવાયે કંચનીઓ, દરબારીઓ, ખજાનચી, ખાસદાર, લસ્કરો, માલી, બીજા રાજાઓ, વિદુષક, મચ્છીમારો, ઢેડ, ચોપદારો, વગરે, વગરે, વગરે.

—o:o:o—

## અગાઊની નાટક મંડલીમાં ગવાતી ઇશ્વર સ્તુતી.

પદ.

(વિનતી ધરજો ધ્યાન સજન સૌ વીનતી ધરજો ધ્યાન.)

એ રાહ.

સર્વે મળીને—કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરો ભગવાન;
છઈએ હમે નાદાન, પ્રભુજી કૃપા કરો ભગવાન—ટેક.

આપસત્તાથી કામ આરંભ્યું, તેથી મળે બહુ માન—પ્રભુજી.

દસ દીશાએ નામ અવીચલ, છો સર્વે ગુણવાન—પ્રભુજી.

ધન સુખ સંપતી અવીચલ આપો, આપો શુ
ભ જ્ઞાન—પ્રભુજી.

લ્હેરી, તમને વંદન કરેછે, રાખેછે તમોપર ધ્યા
ન—પ્રભુજી.

——o:o——

## જે કંપની હવે આ નાટક કરસે તેમાં નીચલી ઈશ્વર સ્તુતી ગવાસે.

ઉપલી રાહે.

સર્વે મળીને—છો તમે દીન દયાલ—પ્રભુજી છો તમે દીન
દયાલ—ટેક.

નારદ શારદ શીવ બ્રમાદી—તમને ભજે ત્રેકા
ળ—પ્રભુજી.

નામ તમારૂં મુખથી લેતાં—છુટે જગત જંજા
લ—પ્રભુજી.

પતીત પાવન અધમ ઓધારણ—નામછે પરમ
રશાલ—પ્રભુજી.

તમને જાણ્યા વિનજીવ ભટકે—સ્વર્ગ મ્રત્યુ પા
તાલ—પ્રભુજી.

જે જન શરણે આવે તમારે—તેની કરો પ્રતી
પાળ—પ્રભુજી.

પારસસ્પરશે થાયે કંચન—જેમ ધાતુ તતકા
ળ—પ્રભુજી.

આશા પુરણ કરજો હમારી—જાણીને નીજ
બાલ—પ્રભુજી.

( ડ્રૅાપસીન. )

# રાજા ચંદન અને સતી મલયા-ગરીનો નાટક.

—:o:—

## અંક પેહેલો. પરવેશ પેહેલો.

( રાજ દરબાર. )

( પ્રધાન, દરબારીઓ, વિદુષક તથા કંચનીઓ બેઠેલાછે ત્યાં રાજાનું આવવું. )

ચોપદાર—રાજા ધીરાજા ચંદનરાય માહારાજને ઘણી ખમા.

( દરબારમાં રાજાનું આવીને આસને બેસવું. )

વિદુષક—વિદુષક માહારાજને ઘણી ખમા.

ચંદનરાજા—પ્રધાનજી, આપણા નગ્રના લોકો કેવી સ્થીતી માંછે ? અને સર્વે રૈયત સલાહ શાંતીથી વરતેછે કે નહી ?

પ્રધાન—માહારાજ, આપણા રાજમાં પ્રાણી માત્રનું સત્યમાં જ વરતનછે.

ચંદનરાજા—એ મારી ગાનારીઓ, આજે તમે એવું ગાયન કરો કે મારા જીવને અત્યન્ત ખુશી પેદા થાય ?

કંચનીઓ—બહુ સારૂ માહારાજ.

( જલભરને જાત જમમાંહે ઘાટ. ) એ રાહ.

ધન્ય ધન્ય તું રાજા ચંદન, ધન્ય ચંદનાવતી નગરી તારી;
ઈનસાફ અદલ સતવાદીછો, સર્વે રૈયતને સુખકારી—ટેક.
જગમાં જશ ગાયે નારી નર, પ્રતાપ તમારોછે ભારી-ધન્ય.

સુખછે રાજા ઇંદર જેવાં, હું વારી વારી જાઉં બલીહારી—
ધન્ય.

ચંદનરાજા—પ્રધાનજી, આ કચંનીઓએ કેવું સારૂં ગાયુંછે?

પ્રધાન—માહારાજ હા: બહુ સારૂં ગાયેન કર્યુંછે; જે સાંભ
ળવાથી સર્વે અત્યંત આનંદી થયા છઇએ.

ચંદનરાજા—પ્રધાનજી, એ કચંનીઓને કહો કે એક બી
જું સારૂ ગાયેન ગાઇ સંભળાવે?

પ્રધાન—એ કંચનીઓ? તમારા કોકીલા સરીખા મીઠા સ્વ
રથી એક એવું બીજું ગાએન કરો, કે જેથી તમા
રા ભાગ્યનો ઉદય થયો જાણો?

કુંચનીઓ—સારૂં માહારાજ.

(ગઈ એક બે એક જો હવા પલટ.) એ રાહ.

વાહેવાહે રાયજી, મુજપર દયા મોટી કરી;
શું વખાણું જશ તમારા, જગતમાહીછે ભારી—ટેક.
કોઇ નથી પાછો ફર્યા, જાચક તમારે દ્વારથી;
સર્વની ઉમેદ પુરી થઇ, છે તમો આગળ ખરી—વાહે.
સપંદાછે કુબેરસમ, દાની બીજો જાણે કરણ;
સતવાદી ધર્મના સ્તંભછો, પ્રશન્ન તમોપર શ્રી હરી—વાહે.
રાજઅમર રહો તમારૂં, તેજ જગમાં તપો;
નાશ થાજો જે કોઇ, જગમાં તમારો હોય વેરી—વાહે.
સર્વ ગુણ ભંડારછો, ઉપમાં કઠણ હું શું કહું;
રેહેમ મુજઉપર કરો, જાણે તમારી કીકરી—વાહે

ચંદનરાજા—પ્રધાનજી? એ કચંનીઓ મારા મનને હદ

કરતાં પણ વધારે ખુશી કીધુંછે તે અવેજમાં પચી
સ હજાર મોહોર આપો ?

વિદુષક—હો હો ! મારા બાપરે આટલા બધા ! રૂપીઆ !
પચીસ હજાર ! કંગાલીઓના નશીબતો ફાટી ગયા.
(જાયછે.)

પ્રધાનજી—બહુ સારૂં માહારાજ.

ચંદનરાજા—ઓ માહારા સરદારો ? હવે રાત્રી ઘણી વિતીત
થઈ અને મને પણ ઊંઘ આવેછે માટે કચેરી બ
રખાસ્ત કરો.

——0:0——

## પરવેશ બીજો. (સ્થલ, રસ્તો.)

(સનીનુ વીચારમાં પડવું અને શાંત દેવનું આવવું.)

સનીદેવ—(વીચાર કરેછે) હું રાજા ચંદનને આજે બાર
મી રાશી બેઠોછું, હવે મારે એને દુ:ખ દેવું જોઈ
એ, પણ રાજા ચંદન સત્યવાદીછે તેથી મને એના
ઉપર દયા આવેછે, પણ જો એને હું દુ:ખ ન દ
ઊંતો ઈશ્વરની કીધેલી જે નીતીછે, તેનો અલોપ થ
ઈ જાયછે. (એટલામાં શાંત દેવ આવેછે.)

શાંતદેવ—કેમ સનીદેવ ? શું વીચારમાં પડયાછો ?

સનીદેવ—શાંતદેવ ! આજે હું માહા વીચારમાં પડયોછું કે
જેથી મારા શરીરની પણ સુધ્ધી રહી નથી.

શાંતદેવ—સનીદેવ, એવો તે શું વિચારછે ? મને કહોતો
ખરા.

સનીદેવ--શાંતદેવ ! સાંભળો. આજે રાજા ચંદનને હું બા
રમી રાશે બેઠોછું, ને રાજા સત્યવાદીછે હવે જો
હું તેને દુઃખ ન દઊંતો, ઈશ્વરની જે નેતછે તે તુટી
જાયછે; અને એવા ધર્માત્મા પુરૂષને દુઃખ આપવા
માટે માહારા હૃદયમાં મને અત્યંત ખેદ થાયછે.

શાંતદેવ—સનીદેવ, દયા લાવી પ્રરમાત્માની નેત તોડવી એ
મોટા પુરૂષને ન ઘટે; જુવોતો ખરા નેતને માટે
ફરસરામે પોતાની માતાને મારી નાંખીને એક વી
સવાર નક્ષેત્રી પૃથ્વી કરી, વળી નેતને માટે શ્રી કૃ
ષ્ણ ભગવાને પોતાનો જે યાદવકુળ તેનો સંહાર ક
ર્યો, ને નેતને માટે અર્જુને પોતાના ભાઇ કૌરવ તે
નો વધ કર્યો માટે નેત કેમ મુકીએ ?

સનીદેવ—શાંતદેવ, તમે જે કહ્યું તે ખરૂંછે; હવે મારો પ
ણ એવોજ વીચારછે કે ગમે તેમ થાઓ પણ ઇશ્વ
રની નેતતો તોડવીજ નહી.

શાંતદેવ—બહુ સારૂં ત્યારે સનીદેવ, નમસ્કારછે, હું જાઊંછું.

સનીદેવ—શાંતદેવ સારૂં, પધારજો, નમસ્કારછે.

——o——

## પરવેશ તરીજો. (રાજ મેહેલ.)

(રાજા ચંદન તથા મલ્યાગરી સુતાછે; અને આકા
શ માર્ગેથી સનીદેવ વઇમાનમાં બેસી આવેછે.)

(ગરહમને સનમકુદીયા ફીર કીસીકુ કયા.) એ રાહ.

સનીદેવ—શું ઘેનમાં ઘેરાએ રાજા ? યાની તું હોશીઆર;
હું વાત જે પુછું તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.

કહેતો પડું હમણાં તુજપર, કેહેતો ધડપણ માંહી;
જે પાપ પેલેભવ કર્યાં તે, ભોગવો આવાર—શું ધેનમાં.
જેવાં જેવાં કર્મ કરે, કોઈ જે જગતમાંહી;
તેવાં તેવાં ફળ આપે, જગતનો આધાર—શું ધેનમાં.
ભોગવ્યા વિન પાપનું ફળ, છુટશો નહી;
આ વાતનો ઉત્તર કહો, મનમાં કરી વીચાર—શું ધેનમાં.

**રાજાચંદન**—( એવો અવાજ સાંભળી રાજાનું ચમકીને ઉઠવું અને રાણીને પુછવું.) ઉઠ ઉઠ ! પ્રીયા ! જો ! જો ! આ ગેબી અવાજ એકાએક કયાંથી થયો ?

**મલ્યાગરી**—પ્રાણનાથ, સુઈરહો; વળી અવાજ તે કયાંથી થશે, એતો તમને સ્વપનું આવ્યું હશે.

**સનીદેવ**— ઉપલી રાહ.

શું ધેનમાં ઘેરાએ રાજા, થાની તું હોશીઆર;
હું વાત જે પુછું તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.

**રાજાચંદન**—( ગભરાઈને ) નારે ! ના ! સ્વપનુ તો કેમ હોય ! ( ઉંચી નજર કરી જોયછે એટલામાં સની દેવ નજરે પડેછે. ) અરે ! જો ! જો ! અંત્રીક્ષથી કોઈ દેવતા આપણે ત્યાં આવ્યા હોય એમ લાગેછે. ( હાથ જોડીને. ) એ કૃપાનાથ, તેત્રીસ કરોડ દેવતાછે તેમાં તમો કયા દેવતાછો તે કૃપા કરી મને કહો ? મારા મોટાં ભાગ્ય ઉદય થયાં જે આજ તમારા દરશણ થયા.

**સનીદેવ**—ઓ સત્યવાદી રાજા ચંદન, હું સનીદેવછું, અને આજે હું તને બારમી રાશે બેઠોછું, માટે તને બા

રે દુ:ખ ભોગવવું પડસે. તું સત્યવાદી રાજા હો
વાથી હું તને પુછવા આવ્યોછું કે તું હમણા દુ:
ખ ભોગવીશ કે ઘડપણમાં ?

રાજાચંદન—માહારાજા, એ વાતનો ઉત્તર હું મારી પ્રીયા
ને પુછીને કહુંછું.

સનીદેવ—સારૂં રાજા, સારૂં.

રાજાચંદન—ઓ મારી પ્યારી પ્રીયા, હવે આપણે સનીદેવ
ને શું જવાબ આપીએ ?

મલ્યાગરી—સ્વામીનાથ, હમણા જે દુ:ખ આપણા ઉપ
ર પડશે તે સહન થશે, અને ઘડપણમાંતો રાઈ જે
ટલું દુ:ખ પડશે તો તે સુમેરી સરીખું લાગશે,
માટે જુવાનીમાંજ ભોગવી લઈએતો ઠીક; જુવો,
મારોતો એવોજ વિચારછે પછીતો આપણી મરજી.

રાજાચંદન—હા પ્રીયા, ખરી વાત તેં કહી; મારો પણ એ
વોજ વીચારછે, ત્યારે હવે હું કહુંછું.

ચોપાઈ. ( જોગીઓ. )

સત્ય કહુંછું સની માહારાજ, મારા શીરનાછો તમે તાજ;
હમણા દુ:ખ પડો હમપર, રાખનારછે સત્ય ઇશ્વર.
તેમાં કોઇનું જોર ન ચાલે, નીશ્ચયે થાસે લખ્યું જે આ ભાલે;
માટે હું તારે બીતો નથી, સત્ય વાત કહુંછું રે કથી.

---

સનીદેવ—ઠીક, ઠીક, રાજા, બહુ સારૂં હવે હું જાઉંછું.

રાજાચંદન—વારૂ દેવ, સુખીથી પધારો, તમોને મારા નમ
સ્કારછે.

# પરવેશ ચોથો. ( સ્થલ, રસ્તો. )

( પાંદુવ દેશનો રાજા પુંદરીક તેનું લશકર લઈ
ચંદનાવતી જીતવાને આવેછે. )

( અલિફ્સે તું યાદકર અલાહકુ આદમ. ) એ રાહ.

લશકર—ચાલોની સૌ ચાલો તમે લડવાને આ વાર,
મારી કાપી દુસ્મનોનો, કરીએ જઈ સંહાર—ટેક.
કોઇને મારો તેગતબર, કોઇને તરવાર;
કોઇને મારો તીર ભાલા, કોઇને કટાર—ચાલોની.
થઇછે સામા સામી હવે, યાઓની હોંશીઆર;
પકડોને જાવો પકડો હવે, કરવો શો વીચાર—ચાલોની.
વજાડો વાજા જંગના, મારી કરો બેજાર;
ફતેહ સદાછે આપણીને, દુસ્મનોની હાર—ચાલોની.
ચઢીને કીલ્લા ઉપરે, દરવાજા તોડો યાર;
જઈને શેહેરમાંહી લુટો, હાટને બાજાર—ચાલોની.

( રાજા પુંદરીકના સરદારને રાજા ચંદનનો
દ્વારપાળ મળેછે અને વાતચીત થાયછે. )

સરદાર—એ દ્વારપાળ, તારા રાજા ચંદનને જઇને કહે કે, મારી સાથે લડાઈ કરે, નહીતો શેહેર મુકીને ચા લ્યો જાય એવો મારા રાજા પુંદરીકનો સંદેસો છેહે?

દવારપાળ—વાહ સરદાર! વાહ! બહુ બડાઇની વાતો કરવા માંડીછે, તમારૂં મોત આવ્યુંછે કે શું?

સરદાર—ઓ મુરખ, અમારૂં મોતતો આવસે ત્યારે, પણ કેહેતો હોયતો, તને હમણા મજા બતબાવું?

દવારપાળ—અરે ઓ મચ્છર, તું મને શું મજા બતાવશે, હું કેવાં કેવાં શેહેર ફર્યોછું તે તું સાંભળ? શેહેર આગ્રા, ઈંદોર, કાનપુરને કાશી; દીલીને લખનોવ વળી દતીઆને જાંસી; કલકત્તા, બંગાલા મદ્રાસ અને હફસાન; તુર્કને તાતાર દેશ; કાબુલે, ઈરાન, ફ્રાન્સ અને પૅરીસ, વળી રૂશીઆ, લંડન; કચ્છ, સીંધ, ચાંદખીનું નગ્ર, ને ઉજ્જન; જેપુર, જોધપુર, જુનાગઢ, ઈંદર, થર્ઇ, નાશક, પુના, સેતારાથી આવ્યોછું આહીં. એવાં એવાં તો હું હજારો શેહેર ફર્યોછું. હું કેવા સીંહ જેવોછું ત્યારે તું સીયાલનું શું ચાલનારછે! ( સરદાર તેને મારવા જાયછે અને દ્વારપાળ બુમ મારતો નાસી જાયછે. )

—:o:—

## પરવેશ પાંચમો. ( રાજા ચંદનની દરબાર. )

( પ્રધાન, દરબારીઓ વિદુષક વગેરે બેઠેલાછે અને રાજા આવેછે. )

ચોપદાર—રાજા ધીરાજ ચંદનરાય માહારાજને ઘણી ખમા.

વિદુષક—વિદુષક માહારાજને ઘણી ખમાં.

રાજાચંદન—પ્રધાનજી, આજે મારૂં ડાબું અંગ અને ડાબું નેત્ર ફરકેછે એતે શું ?

પ્રધાન—માહારાજ, એમાહા અપસુકનછે, આજ મને પણ ઘેરથી આવતા હરણ ડાબા ઉતર્યાં હતાં, ભેરવ કલકતી હતી, સામેથી લાકડાંનો ભારો મળ્યો હતો,

વળી ધોબી મેલાં કપડાં લઇને જતો હતો, એવાં એવાં માઠાં સુકન થયા હતાં; માટે આજ ઈશ્વર જાણે શું ઉત્પાત થવાનોછે, તે કાંઈ હું કહી શક તો નથી. (એટલામાં દ્વારપાળ આવેછે.)

—0:0—

દ્વારપાળ—(અરે એ પ્રી સબ્જ હો બેહયા.) એ રાહ
ફરીઆદ ફરીઆદછે રાયજી, લડવાને રાય પુંડરીક આવ્યો સહી—ટેક.
છે અગણીત લસ્કર નહી જેનો પાર, તે આવીને ઉભોછે કી લ્લાની બાહાર—ફરીઆદ.
બહું ધુમા પાડેછ મચાવેછે સોર, જણાવેછે પોતાનું જબરું એ જોર—ફરીઆદ.
કહું મુજને કર તારા રાજાને જાણ, મુકી નગ્ર બાહાર લઈ નીકલે પ્રાણ—ફરીઆદ.
તે માટે માહારાજ થાઓની તૈયાર, કરો હુકમ લસ્કરને લડ વા આ વાર—ફરીઆદ.

—0:0—

વિદુષક—(ટટાર થઈ) અરે હું કેવો લડનાર બહાદરછું ?
(બોલી રહયા પછી ખાસદાર આવેછે.)
ખાસદાર—ગરીબ પરવર, આપણી નવી ઘોડશાળ એકાએક તુટી પડી! ને બધા ઘોડા દબાઈ ગયા, તેમાંથી કેટલાએક જખમી થયાછે, અને બાકીના મરણ પામ્યાછે.

વિદુષક—ઓ મોહોકાણુ ! સનાનના સમાચાર લાવ્યો.

રાજાચંદન—( ઉતરીને ) વારે દૈવ, તારી ગતીનો કાંઈ પાર જ નથી, વારે સમો પણ હોય, આવા સમાંમાં જે ધીરજ ધરે તેજ ધીર પુરૂષ કેહેવાય, માટે ધીર જ હું કેમ મુકું ! પ્રધાનજી ? તમો લસ્કર લઈને ફી લ્મા ઉપર જાઓ ? હું મેહેલમાં જઈ હમણા આવું છું.

વિદુષક—હું પણ ત્યારે મારા ઘરમાં જઈને આવું છું.

પ્રધાન—બહુ સારૂ માહારાજ, જેવી આપની આગ્ના.

( રાજા જાયછે. )

——0:0——

## પરવેશ છઠો. ( સ્થલ, રસ્તો. )

( પ્રધાન વીચાર કરેછે એટલાંમાં દ્વારપાળ આવેછે. )

પ્રધાન—ઓ ઈશ્વર ! આ એકાએક લસ્કર ચઢી આવ્યું, હવે તે હું શું કરૂં !

( દ્વારપાળ પછાડીથી આવીને કહેછે. )

દવારપાળ—ઓ પ્રધાનજી ! તમે ગભરાવછો સાને માટે ! ચા લો, ચાલો, જલદી ! હું આવો શુરવીર તમારી સા થે છતાં, તમોને શું ફીકરછે ?

પ્રધાન—અરે મુરખ, હું તો મારા વીચારમાં પડયોછું, અને તને મશકરી સુજેછે.

દવારપાળ—ઓ પ્રધાનજી, એ માટે વિચાર સાનો કરવો હતો ! અરે હું કેવોછું ?

બેત.

મારે તેની પાછળ ચાલું, ભાગે તેની આગળ થાઉં;
કદી લડાઈ શરૂ થઈતો, બુમો પાડી નાસી જાઉં.
પુરવમાંથી બુમ પડેતો, પશ્ચીમ દીશામાં ઉભો રહું;
દક્ષીણમાંથી આવે લશ્કર, તો હું વાટ ઉત્તરની જાઉં.
માખી મારૂં પાંખો તોડું, દાંતે ગાજ્યણુ ચાવી ખાઉં;
સો મુક્કીથી પાપડ ભાંગું, એવો રજપુત હું કેહેવાઉં.
નાના બાળક બુમો પાડી, રડતા હોયતો કદી ન ખાઉં;
તરસ વધારે લાગી હોયતો, બેચાર લોટા પાણી પીયું.

——o:o:o——

દવારપાળ—અરે આવો હું પેહેલવાન, તમારી સાથે છતાં તમો શા માટે બીઓછો ?

પ્રધાન—ઓ દુષ્ટ, આ સમામાં તું પણ કડણુ શબ્દ સંભળાવેછે, હું જાણુંછું કે તું તે દુશમનનો મેલાપીછે, માટે જા અહીંથી ? નહીતો આ તરવારથી તારૂં માથું કાપી નાંખીશ ?

——o——

## પરવેશ શાતમો. ( રાજમેહેલ. )

( રાજચંદનને કચેરીમાંથી આવતાં અસુર થવાથી મલ્યાગરી દાસીને પુછેછે એટલામાં ચંદન આવેછે. )

મલ્યાગરી—દાસી ? દાસી ? ( દાસી આવેછે. )

દાસી—બાઈસાહેબ શી આજ્ઞાછે ?

મલયાગરી—જોની હજુ સુધી પ્રાણનાથ કચેરીમાંથી કેમ નથી આવ્યા ? ( ગભરાઇને ) અરે! આજે મારૂં જમણું અંગ કેમ ફરકેછે ! રખેને કાંઇ અપસુકન ની નીશાનીતો ન હોય !

દાસી—બાઇસાહેબ, ધીરજ ધરો તે હમણા આવતા હશે; અરે! જુવો ! જુવો ! પેલા સામેથી આવેછે.

મલયાગરી—( આલીંગન કરેછે ) કેમ પ્રાણનાથ ! તમને કચેરીમાંથી આવતા આટલી બધી વાર કેમ લાગી !

રાજાચંદન—પ્રીયા, આપણો દીવસ હવે ઉલટો આવ્યોછે ! આપણા કીલ્લા ઉપર લશ્કર એકાએક ચઢી આવ્યુંછે, માટે હું ત્યાં જાઉંછું.

મલયાગરી—( રડીને ) અરેરે પ્રાણનાથ ! આતે શું થયું ! અને હવે તે શું થશે !

રાજાચંદન—પ્રીયા, તું અફસોસ શા માટે કરેછે, જરા ધીરજ ધરી, ઇશ્વર ઉપર ભરોસો રાખજે કે તે આપણને સહાય કરશે.

મલયાગરી—અરેરે પ્રાણનાથ ! આ શેહેરનું ગમે તેમ થાઓ ! પણ હું તો તમને નહી જવાદવું !

રાજાચંદન—પ્રીયા, તું તો છેક ઘેલી થઇછે.

તે બલો.

———o———

## પરવેશ આઠમો. ( આગલું જંગલ. )

( રાજા પુંદરીકનું લશ્કર ગાતું ગાતું આવેછે. )

લશકર—( વીદાથાવો, વીદાથાવો રાજ શ્રી માટે ) એ રાહ.

સુરાજન તનમનથી સૌ ચાલો,

શત્રુઓને આપણે, મારી ફાડી કાઢો—ટેક.

હીમત રાખજો સૌ, અસુરને હંફાવીએ બહુ;

શું એનીછે મગદુર, હીંમતે લલકારો—શુરા.

કીધાંછે આપણે હેરાન, લઈશું ચંડાલોના પ્રાણ;

આ તરવારે કાઢી જાન, ભાલા ભચ ભચ મારો—શુરા.

——o:o——

## પરવેશ નવમો. ( પાછલું જંગલ. )

( પુંદરીકનું લશ્કર ગાતું ગાતું આવેછે. )

### રાહ અંગ્રેજી.

લશકર—ચાલો શુરવીર ધરવી નહી ધીર, ( બે )

મારશું તાંકી તાંકીને ખુબ તીર, ( બે )

દુશમનોના ઉરાડસું શીર—ચાલો.

( રાજા ચંદન પોતાના કીલ્લામાં લશ્કર લઇ ઉભોછે

ત્યાં રાજા પુંદરીકે આવી લડાઇ કરવાને કેહેવું. )

### બેત.

રાજાપુંદરીક—મુકી કીલ્લો બાહાર, આવની રાજાચંદન તું;

સ્ત્રી સરીખા છુપી રહેછે, આ કીલ્લામાં તું શુ ?

રાજાચંદન—સાંભળો દુષ્ટ પુંદરીક, તું ગર્વ ના કર લગાર;
ગર્વ તારો ઉતારસે, મારી આ તરવાર.
રાજાપુંદરીક—એવી હીમત રાખેછે તો, જોતું મારૂં જોર;
એક પળમાં પોંહોચાડું, જ્યાં છે નર્કમાં ઘોર.
રાજાચંદન—મારા જોરને અરે પાપી, તું ભુલી ગયો આજ;
હજારોવાર રણમાંહેથી, નાહાઠોતો શું નથી આ
વતી લાજ ?
રાજાપુંદરીક-ફ્રેદલ સરીઓ બકી રહયોછે, મોડેથી શું બોલ ?
કરની ઘાવ આ સર્વે દેખતા, ઉતારૂં તારો તોલ.
રાજાચંદન—ઓ મુરખ શું બકી રહયોછે, લે હવે સંભાલ;
હમણા મોકલું યમપુરીમાં, ને આણું સૌનો કાળ.
( લડાઇ થાયછે ચંદનરાજા પડી જાયછે. )
( ડ્રૉપસીન. ) તે બ્લો.

——o:o——

## અંક બીજો. પરવેશ પેહેલો. (કટ જંગલ.)

( રાજાચંદન, મલયાગરી, સાયેર, અને નીર, એ ચારેનું
આવવું અને ઈશ્વરની પ્રાર્થના કરવી. )
( દીલકે દેનેસે કીસીરા મુજે ઇનકાર નહી. ) એ રાહ.

ઓ પ્રભુ શું કર્યાં પુર્વે હમે પાપ ભારી,
આશી ગતી હમારી;
દીનના દયાલ હમપર આંખ ફરી કેમ તારી,
આશી ગતી હમારી;

શરણે આવે તેનેતો મરણ ન હોય સ્વામી,
તું તોછે અંતર જામી;
ભગતવછલ તું તારૂં બ્રદતો જરા નો વીચારી,
આશી ગતી હમારી;
દ્રૌપતીના ચીર પુર્યાં ગજની તેવારે કરી,
અજામેલ તાર્યો હરી;
વીદુરની ભાજી જમ્યા ઉગારી અલ્યા નારી,
આશી ગતી હમારી;
ક્યાં મારો દેશને ક્યાં રાજને ક્યાં સુખ મારા,
ફરવું ક્યાં આવનમા;
ત્રાહેરે ત્રાહે હવે સાહે થાજે તું મુરારી,
આશી ગતી હમારી.

સાયેર તથા નીર—(કરગરીને) ઓ મારા વાહાલા માત પીતા! અમોનેતો પાણીની ઘણી તરસ અને ભુખ લાગીછે: માટે ગમે તેમ કરી, અમોને અન પાણી લાવી આપો, અગરજો અન પાણી નહી લાવી આપોતો હમારા પ્રાણ જતા રેહેશે.

રાજાચંદન—(કરગરીને) અરે! મારા પ્યારા પુત્રો! મારી આંખોના તારા! મારા પરમ સ્નેહી! અરે! અહીં કોઈ ઝાડ ઉપર ફળ ફુલ કાંઈ નથી! તેમ પાણી પણ આંટલામાં દેખાતું નથી, અરેરે! હવે હું શું કરૂં! મારા બાપ! જરા ધીરજ રાખો, કે મકે તમો દાહયાછો, આગલ ચાલો પાણી ઘણું ગળશે.

સાયેર અને નીર—વારૂ પીતાજી જેવી તમારી આગ્ના !

——:o:——

## પરવેશ બીજો. (સ્થલ, રસ્તો.)

(ચંદન, મલ્યાગરી, સાયેર અને નીરને પાણીની તરસ મટતી નથી તેથી કરીને ઘણા કરગરેછે, અને એ લોકોના જવા બાદ પ્રધાન અને વિદુષક દાખલ થાયછે.)

સાયેર અને નીર-(કહું કયા કુલકકા સતાયા હુંમે.) એ રાહ.

સાંભળો માત પીતા સુખ દાઈ;
તરસે કરી જાયછે કંઠ સુકાઈ—ટેક.
જો જલ આએ વખતે નહી આપો;
તો નહી પ્રાણ રેહે દેહે માંહી—સાંભળો.
બીજું જે દુઃખ પડે તે સહીએ;
પણ આ દુઃખ નહી સહાયેરે કાંઈ—સાંભળો.
જોઈએ ત્યાં જઈ પાણી લાવો;
ચાહો હમારી જો કુશલાઈ—સાંભળો.

રાજાચંદન—(ઈશ્કોમે તેરે કોહેગમ સીરપે લીયાજો હોએ હો.) એ રાહ.

ચોરી કરી હમે તે શું, આશું દીધું દુઃખ પ્રભુ;
પાપ તે અમથી શું થયું ? આશું કીધું દુઃખ પ્રભુ—ટેક.
પુત્રે હમારે તાઢ કે, તડકો કદી જોયો નથી;
તેનું પાણી બીન સુકે ગલું, આશું દીધું દુઃખ પ્રભુ—ચોરી.

ખબર નથી દીન ગતની, ભમાશે વનમાં તેથી કેમ;
કોમલ શરીરછે પ્રીયાનું, આશું દીધું દુઃખ પ્રભુ—
ચોરી.

ક્યાં તે હમારૂં રાજ સુખ, ક્યાં વીપત આવી પડી;
હાયે હવે હું શું કરૂં, આશું દીધું દુઃખ પ્રભુ—
ચોરી.

તુંને દયાલું વેદ શાસ્ત્ર, ને રૂશી મુનીએ કહયો;
નીરદય થયો આવો કેમ તું ? આશું દીધું દુઃખ પ્ર
ભુ—ચોરી.

**સાવેર અને નીર**—વાહાલા માત પીતા ! અમોને પાણી ની તરસ બહું લાગીછે, પીતાજી ! પાણી ! પાણી ! પાણી વીન ગલું સુકાઈ જાયછે, માટે પાણી લાવી આપો !

**રાજાચંદન**—માહારા વાહાલા પુત્રો ! તમો દાહયા થઇને મારા ઘાએલ થયેલા દીલને વધારે શા માટે દલગીર કરોછો ! જરા આગળતો ચાલો, કંયા પણ પાણી મળશે. ( બધા ગયા પછી પ્રધાન દાખલ થાયછે. )

**પ્રધાન**—( એકલો ) અરેરે પ્રાણ દાતાર ! ઓ સત્યના સ્તંભ ! અરે માહારાજ ! તમે ગયાને મને સાથે કેમ નહી લઈ ગયા ! ઓ અનદાતાર ચંદન ! મેં તમારૂં શું બગાડયું ? હાય ! હાયરે ! હવે તમારો વીછોડો મારાથી કેમ ખમાસે ? ઓ પ્રાણ ! ધીક્કારછે કે હજુર સુધી તમો શરીરમાં રહયાછો ! અરે !

નીકળી કેમ જતા નથી ! હાયે ! ચંદન ! ચંદન ! ચંદન ! ( મુર્છીત થઈ પડેછે એટલામાં વિદુષક દોડતો આવેછે અને ચાંગલ કરેછે. )

વિદુષક—( ગભરાઈને ) અરેરે દોડોરે દોડો ! પ્રધાનજીને એ કાએક શું થયું ? અરે હમણા બોલતા હતા ને ! મરી ગયા કે શું ! ( તેની પાસે બેસેછે; અને પ્રધાનને હીલવેછે અને પ્રધાન હોંશીઆર થાયછે. )

પ્રધાન—અરે ! વીદુષક, તેં કંયા પણ આપણા રાજાને જોયા કે નહી ?

વિદુષક—( ખંખારીને ) અરે માહારાજ, હું તો ગામે ગામ, ને શેહરે શેહરે અને દેશો દેશ, ફરી વળ્યા પણ ક્યાંએ રાજાનો પતો મળ્યો નહી ?

પ્રધાન—વીદુષક, હવે આપણને સત્યવાદી રાજા તે ક્યાં મળસે ? માટે હવે આપણે શો ઉપાય કરવો ?

વિદુષક—પ્રધાનજી જુવો ઉપાયતો એકછે, તમો કરોતો કહું.

પ્રધાન—વીદુષક ? કેહેતો ખરો ? શું છે ?

વિદુષક—તો સાંભળો, પ્રધાનજી, જો તમોને રાજાનો પતો મેળવવો હોયતો, આ સફેદ લુગડા ઉતારીને ભગવા લુગડાં પેહેરો, પછી આ તમારા માથા ઉપરનું ચકરડું કાહાડી નાંખો, ઘેર બાહારને આગ લગાડો, બચ્ચાં કચ્ચાં મારી નાંખો, બાઈડીને સોનાપુર મોકલો, પછી આપણે ગામે ગામ અને દેશો દેશ અને જંગલે જંગલ ફરીએતો ક્યાં પણ આપણને રાજા મળશે.

પ્રધાન—વીદુશક ? બહુ સારૂં ત્યારે, તૈયાર થા ?

વિદુષક—પ્રધાનજી, મારી તે ક્યાં ઓટીછે ? મારા તે ક્યાં રડનાર કુટનારછે ? જેછે તે તમારાજ રડનાર કુટનારછે ?

પ્રધાન—ત્યારે વિદુશક, ચાલ ? ઓટી થવું નહી જોઈએ ?

વિદુષક—ત્યારે ચાલો ? (જાયછે.)

—0:0—

## પરવેશ તરીજો. (સ્થલ, બાગ.)

(રાજા રામશીંગના બાગની અંદર રાજચંદન, મલયાગરી, સાયેર, અને નીરનું ત્યાં આવવું, અને બાગની ઘણી સરસ રચના જોઈ પોતાના પીતા પાસે અંદર જવાની રજા માગવી.)

(અજબ સનમકી અદાએ દેખી.) એ રાહ.

સાયેર અને નીર—જુવો પીતાજી નજર કરીને, બાગ આ સુંદર બન્યોછે કેવો;
સરવે જાતના ઝાડછે તેમાં, તરેહ તરેહનો ભર્યોછે મેવો—ટેક.
ચંપા ચંબેલી મોગરો મરવો, ગુલાબ આદીછે ફુલ જેમા;
મન સુગંદીત સીતળ વાયુ, વહેછે મનડું હરાય તેવો—જુવો.
જેમાં ફરેથી માહા સુખ થાયે, જાય ટળી પળમાં દુઃખ દેહેનાં;

મુખે કહી નવ શકાય શોભા, ઇંદ્રના નંદન તેવોના
જેવો—જુવો.
હમારા મનમાંછે એવી ઇચ્છા, બેહાથ જોડીને ક
હીએછીએ;
એ બાગમાં બને જઇએ ફરવા, પીતાજી હમને ર
જા જો દેવો—જુવો.

ગજલ ભેરવીની.

( મેં કબ તલક ઇસ તરાંહ પસેમાન રહુંગી. ) એ રાહ.

રાજાચંદન—ન જાય મારા પુત્ર, પરાયા તે બાગમાં;
શું કામછે ત્યાં ? આપણું પરાઇ જાગમાં—ટેક.
કોઇ પકડી કરે કેદ, ત્યારે કરવું પછી શું;
દુઃખ આવી પડે ઉલટું, સુખના તે ભાગમાં—ન
જાય.
આવ્યોછે દાહાડો ઉલટો, તમો જાણોછેરે વીર;
હાથે કરી પડોકાં, આવી બળતી આગમાં—નજાય.

સાયેર અને નીર—પીતાજી ! હમેતો એ બાગમાં જઇશું,
ને જરા પાણી બાણીતો પીજીએ, કે જરા જીવને
શાંતીતો થાય !

રાજાચંદન—ભલે જાઓ મારા બાપ ! પણ કોઇ ફળ ફુલ
તોડતા નહી હો ?

સાયેર અને નીર—વારૂ પીતાજી જેવી તમારી આજ્ઞા.

( એક ખુણામાં ચંદન અને મલ્યાગરી બેસેછે, નીર
અને સાયેર પાણી પીવાને જાયછે પાણી પીધા પછી નીચે

પડેલા એ ફળછે, તેપર નજર પડવાથી તે લઈને ખાયછે, એટલામાં રાજા રામશીંગ અને તેની રાણી પ્રભાવંતી બાગ માં ફરવાને આવેછે, બાગમાં ફરેછે અને છોકરાઓ ઉપર નજર પડેછે તે જોઈને રાજા રામશીંગ ઘણો આશ્ચર્ય પામેછે.)

**રામશીંગ**—એ સીપાઈઓ પેલા છોકરાઓ કોણછે ? તેઓ ને મારી પાસે લાવો, પણ મારતા નહી હો ? ફો સલાવીને લાવો ?

**સીપાઈઓ**—વારૂ ગરીબ પરવર. ( ત્યાંથી સીપાઈઓનું જવું અને છોકરાઓને પુછવું ) અએ છોકરાઓ ? ચાલો ? તમને અમારો રાજા બોલાવેછે ?

**સાયેર અને નીર**—( ગભરાઈને ) અરે ભાઈ હમારૂં રાજા પાસે શું કામછે ? કહોતો અહીંથી જતા રહીએ.

**સીપાઈઓ**—ઓ ભાઈ ખુશીથી આવશોતો સારૂં, નહીતો બાંધીને લઇ જઇશું.

**સાયેર અને નીર**—ચાલો ભાઈ ચાલો ? જેવાં હમારા કીસમત ( રાજા પાસે જાયછે. )

**સીપાઈઓ**—માહારાજ, લો બાળકો આવ્યા.

**રામશીંગ**—એ છોકરાઓ, તમો કોણછો ? તમે અહીંઆ કેમ આવ્યાછો ?

**સાયેર અને નીર**—( કરગરીને ) પીતાજી ! હમો ભીખારી છઇએ, હમોને તરસ લાગી હતી તેથી, આ બાગ માં આવ્યા, અને પાણી પીધું, અને એ ફળ નીચે પડેલાં હતાં તે ઉપાડી લીધાં, એજ હમારી તકસીર, એટલા માટે હમોને સીપાઈઓ પકડી લાવ્યા.

રામશીંગ—પુત્રો કાંઈ ફીકર નહી કરસો, લો બીજા ફળ મં ગાવી આપુંછું ( માળીને કહેછે ) માળી ? જા ? થોડાએક મીઠાં સ્વાદીષ્ટ ફળ તોડી લાવ ? ( માળી ગયા પછી) અએ બાળકો ? તમે સત્ય કરી કહો કે તમો કોણના સંતાનછો ? તમારા ચીન્હો ભીખારી સરીખાતો કાંઈ જણાતા નથી, તમારી સાથે કોઈ છે ? કે તમો એકલાછો ? અને આ દેશમાં તમારૂં આવવું કેમ થયું ?

સાયેર અને નીર—પીતાજી, હમો રાજાચંદનના પુત્રો છ ઈએ, હમારૂં રાજ દુષ્ટ પુંદરીકે લઇ લીધું, અને હમારા પણ મરણની તૈયારી હતી, પણ ઇશ્વરની કૃ પાથી હમારા માત પીતા, અને હમો બને ભાઈ મ ળી, ચારે જણા ભાગ્યાં, અને બેચાર દીવસના ભુખ્યા તરસાં, અહીંઆ આવ્યાછીએ, હમોને એ વી પણ ખબર નથી કે આ કયો દેશછે ?

રામશીંગ—( ચમકીને ) ભલે આવ્યા મારા ધર્મસ્નેહી ! ત મારે માથે આવું દુઃખ ! ( છાતી સાથે ચાંપીને ) કયાંછે મારા વાહાલો ભાઇ ચંદન અને સતી મ લ્યાગરી !

સાયેર અને નીર—પીતાજી, તેઓ કાંઈ દુર નથી, તેઓ આ બાગની પાસેજ બેઠાંછે.

માળી—લો ગરીબ પરવર, આ ફળ લાવ્યો.

રામશીંગ—પુત્રો ? લો ? ખુબ પેટ ભરીને ખાવો ? ( છોક રા ફળ ખાઇ રહયા પછી ) ચાલો પ્રીયા પ્રભાવં

તી, સત્યવાદીક ભાઈ ચંદન અને સતી ગલ્યાગરી ના દરશણ કરીએ, (જાયછે અને ચંદનને જોઈ આ શ્ચર્ય પામીને) હો ! ભાઈચંદન ! આશો ગજબ !

રાજાચંદન—કોણ ભાઈ રામશીગ ! (બનેજણ ભેટેછે.)

રામશીગ—ભાઈ ! મેં આપણા પુત્રોના મોડા થકી સર્વે બનેલી વાત સાંભળી તે થકી મારી છાતી ફાટી જાયછે ! પણ હોય એ વાત કંઇ આપણા હાથ માંછે, એતો જે સુખ અથવા દુઃખ થવું તેતો દૈ વને આધીનછે, માટે જેવો સમો તેવી ધીરજ રા ખો, અને ભાઈ આ રાજ પણ તારૂંજ છેની, ચોપદાર ? આપણા નગરમાં રાજાચંદનની આણ ફેરવો કે આજ થકી સર્વે રૈયત રાજા ચદંનના હુ કમમાં વર્તે ?

ચોપદાર—સારૂં માહારાજ જેવી આપની આજ્ઞા.

રામશીગ—ચાલો ભાઈ ચાલો, મેહેલમા જઇ આ ભગવાં વસ્ત્ર ઉતારી નાંખો. (જાયછે.)

—o—

## પરવેશ ચોથો. (સ્થલ, રસ્તો.)

(બાહેર રાગા ભીતર રામા.) એ રાહ.

પ્રધાન અને વિદુષક—કયાં હવે ગોતીએ રાજાને ભાઈ;
ઇશ્વરે કીધી અંતે જુદાઇ—ટેક.
જોગી થયાને ભગવાંરે પેહેર્યાં;
તજી કુટુંબ સગલી પ્રભુતાઇ—કયાં.

દેશો દેશ અને જંગલ જંગલ;
ફરી ફરી આવ્યા છઇએ અહીં—કયાં.
સત્યનો સ્તંભ, ધર્મ વર્ત ધારી;
કયાં મલશે એવો સુખદાઇ—કયાં.

પ્રધાન—વિદુશક ! શેહેરે શેહેરે ! અને જંગલ જંગલ ફર્યા ! પણ કયાએ રાજાનો પતો મળ્યો નહી ! અરે ! ફરતા ફરતાતો મારા પગમાં છાલાએ પડયાં અને મારાથી તો હવે ચલાતું પણ નથી ! માટે શો ઉપાય કરૂં !

વિદુષક—( હસેછે ) હા: હા: હા: દુનીયામાં સર્વે કોઇ પોતાનાજ દુ:ખને રડેછે, અરે ! તમારા પગમાંતો છાલાજ પડયાં પણ મનેતો માહ અશાદ રોગ થયોછે.

પ્રધાન—અરે વિદુષક કેહેતો ખરો શું રોગ થયોછે ?

વિદુષક—જુવો ત્યારે સાંભળો, જો હું દોડુંછુંતો મને દમ ચડેછે; ( હાંફેછે ) અને હું ખાઉંછું ત્યારે મારૂં પેટ ફુલેછે, અને હું પાણી પીઉંછું કેની, ત્યારે મારા ગળામાં ગટ ગટ ગટ કરીને અવાજ થાયછે, હવે તમને દુ:ખ મોટું કે મને કેહોની વારૂં ?

પ્રધાન—અરે ! એવું દુ:ખતો તનેજ પરવડે, અરે ! વિદુષક, રાજ ગયું, રાજાનો વીછોડો થયો, ઘર બાર, બચ્ચાં, છોકરાં, સર્વે મુકીને આપણ અહીંઆ આવ્યા, તોએ તારી ટેવ ન ગઇ, કે હજી તું મશકરી કરેછે !

વિદુષક—ખરૂં કેવું એમાં તે મશકરી સાની ?

પ્રધાન—વિદુષક તારે હવે ચાલવુંછે કે બકબક કરવીછે ?
વિદુષક—ચાલોની ત્યારે, અહીંઆ કોની ઓટીછે ? જેછે તે
તમારીજ.

( જાયછે અને તરત સનીદેવ આવેછે. )

બેત.

સનીદેવ—રાજભ્રષ્ટ ત્યાંથી કર્યો, મોકલ્યો વનમોજાર;
અહીં આવી સુખ પામીઓ, તેથી અધીક નીરધાર.
હું અવળો ગ્રહ બેસીઓ, ને જો સુખ પામે રાય;
ત્યારે મારૂં માહતમ શું ? માટે કરૂં કાંઈ ઉપાય.
રામશીંગના પુત્રને અહીંથી ઊંચકી લઊં;
માયાનો બીજો રતનસીંગ, કરી સુવાડી દઊં.

——0:0——

## પરવેશ પાંચમો. ( રાજ મેહેલ. )

( રતનશીંગ તથા સાયેર તથા નીર સુતાછે અને સની દેવ આવેછે, માયાનો બીજો રતનસીંગ બનાવેલો ત્યાં સુવાડેછે, અને ખરા રતનસીગને ઊંચકી જાયછે, સાયેર ઉઠેછે પછી રતનસીંગને ઉઠાડવા જાયછે, માયાનો રતનસીંગ નહી ઉઠવાથી પોતાના ભાઇ નીરને ઉઠાડેછે. )

સાયેર—ઉઠ ઉઠ ભાઈ રતનસીંગ ! સવાર થઈ ! ( રતનસીં
ગ ઉઠતો નથી ) ઉઠ ઉઠ ભાઇ ! આવી ઊંઘ ત
ને કેમ આવીછે ? ( મરેલો જોઇને નીરને કહેછે )
ઓ ભાઇ નીર ! ઉઠ ઉઠ ! જોની રતનસીંગ કેમ

બોલતો નથી ? ( નીર ઉઠેછે અને જોઇને આશ્ચ
ર્ય પામેછે. )

નીર—ઓ ભાઇ ! જુલમ થયો ! આપણા કીસ્મત ફુટી
ગયાં ! રતનસીંગતો મરણ પામ્યો ! તું અહીંઆ
બેસ, હું આપણા માત પીતાને બોલાવી લાવું છું.
( સાયેર બેસેછે અને નીર જાયછે અને ચંદન અ
ને મલ્યાગરીને તેડી લાવેછે. )

**મલ્યાગરી—શું છે દીકરા સાયેર ?**

**ચંદનરાજા—શું છે ભાઇ ?**

સાયેર—માત પીતા જુવોની રતનશીંગ કેમ બોલતો નથી ?

મલ્યાગરી—ઓ પ્રાણનાથ ! રતનસીંગતો મરણ પામ્યો !

રાજાચંદન—હા ! હો પ્રીયા ! આપણે માથે મોટું કલંક બે
ઠું ! હવે આપણ રાગસીંગને શું જવાબ દઇશું ?

ગજલ ભેરવીની,

( અફસોસ તુજે કબરમે હીંયા કીસને સુલાયા. ) એ રાહ.

રાજાચંદન—શું ભાગ્ય જાગ્યું ઉલટું આવું હમારૂં આજ,
વાહેરે ઇશ્વર વાહે, વાહેરે ઇશ્વર વાહે,
કર સાહે તું આવી હવે, ગરીબના નવાજ—ટેક.
ઓ બાપ રતંનસીંગ તેં હમને દીધો દગો,
હમને દીધો દગો, હમને દીધો દગો,
હવે હમારી જગતમાં તે કેમ રેહેશે લાજ—વાહેરે.
આવીને કોઇ પુછશે, તો જવાબ દઇશું શું,
જવાબ દઇશું શું, જવાબ દઇશું શું,
કલંકમાં પેઠું હવે, આવળું થયું કાજ—વાહેરે.

તું મરતા હમે, ચારે જણા કેમ ન મુવા,
કેમ ના મુવા, કેમ ના મુવા,
આવા કઠણ સમામાં સત્ય રાખજો માહારાજ—
વાહેરે.

—:o:—

## પરવેશ છઠો. ( સ્થલ, રસ્તો. )

સનીદેવ—વાહા ! વાહા ! હવે તાલ ઠીક થયો, હવે રાજા રામશીંગના ગોરનું સ્વરૂપ ધારણ કરી, રાજા રામ શીંગ પાસે જાઉં, અને કહું કે તારા છોકરા રતનસીંગને રાજાચંદને મારી નાંખ્યોછે, આવું કલંક બેસાડયાથી, રાજાચંદન જે હાલ સુખ ભોગવેછે, તેમાંથી તે ખરતરફ થશે, હા ! એ તાલ ઠીકછે, ચાલ જાઉં. ( જાયછે. )

—0:0—

## પરવેશ સાતમો. ( આગલો મેહેલ. )

( રાજા રામશીંગ વીચારમાં ઉભોછે ત્યાં સનીદેવ ગોરનું સ્વરૂપ ધારણ કરીને આવેછે. )

બેત.

ગોર—આંધળો થઈને અરે એ રાજા શું ઉભોછે તું ?
રતનશીંગને મારી નાંખ્યો ચંદને, કહુંછું હું.
રામશીંગ-અરે ગોર, શું ઘેલા થયા કે સ્વપનું આવ્યું આજ,
સત્યનો સ્તંભ જે ચંદન તેથી કેમ બને એ કાજ.

ગોર—સત્ય સત્યછે ઓ રાજા, સત્ય કહું છું બોલ;
ખોટું હોયતો માથું આપું એછે મારો કોલ.
રામશીંગ—કેમ તમોને ખબર પડી કહોતો ખરા લગાર;
બુધ્ધી તમારી ફરી ગઇ, કે મોત આવ્યું નીરધાર.
ગોર—દેવા આશીરવાદ ગયોતો, ચંદાને ત્યાં હું;
દરવાજાતો બંધ હતાં, ત્યાં કૌતક એક થયું.
બોલ સાંભળી તારા પુત્રની મુજને થયો વીચાર;
દરવાજાની ફાટ માંહીથી મેં જોયું નીરધાર.
રતશીંગના ગળામાં ફાંસો જોઈ, હું નાઠો રાય;
ચાલ તું મારી સાથે, તુજને દેખાડું હું ત્યાંયે.

—o:o:o—

## પરવેશ આઠમો. ( રાજ મેહેલ. )

( ચંદન, મલ્યાગરી, સાયેર અને નીર, તથા માયાનો રતન શીંગછે, ત્યાં રાજા રામશીંગ તથા ગોર આવેછે અને ત્યાર પછી પ્રભાવંતી આવેછે. )

ગોર—( આંગળી કરી ) જો રામશીંગ આ તારો પુત્ર.
રામશીંગ—હા ! હા ! ( મુર્છા ખાઈ પડેછે. )
ગોર—ઓ દુષ્ટ ચંદન ! તને ભુંડે હવાલે રખડતો જોઇ, ને તારા ભાઈ રામશીંગને દયા આવી, ને તને રાજ સોંપ્યું ત્યારે ઓ પાપી ! તેં તેના પુત્રનો ઘાત કીધો.
રાજાચંદન—( નીસાસો મુકી ) ભાઈ રામશીંગ, ગોર કહેછે તે બધું ખરૂંછે, મારો દીવસ અવળો આવ્યો, અને મને કબુધ્ધી આવવાથી મેં તારા પુત્રનો ઘાત કર્યો છે, માટે તને ગમે તે મને શીક્ષા કર !

રામશીંગ—ભાઇ ચંદન, હું મારી પકી ખાતરીથી કહુંછું કે એ કામ તારાથી કદી બનેજ નહી.

## દોહોરા.

સમુદ્રમાં જાણે તને, દગી સું મેરૂં જાય;
તોપણ ચંદન તુજથકી, કદીએ કામ ન થાય.
કીસ્મત તેનાથી કરી, પામ્યો મરણ એ તન;
દોરી તુટી ઉમ્રની, શોક ન કર તું મન.
આ બે મારા પુત્રછે, સાયેરને વળી નીર;
રતનશીંગ પણ તેજછે, સાંભળ ચંદન ધીર.

—0:0—

સીપાઇઓ—( બાજુપર ) અરે રાજાનીતો મતી મુજાઇ ગઈ, પુત્રનો વેરી જે ચંદન તેને આવા મીઠાં વચ ન કહેછે ?

બીજો સીપાઇ—અરે રાજાતો ભોળોછે, એ ચારે જણાને પકડીને મારી નાંખો ?

ત્રીજો સીપાઈ—અરે જુવોછો શું, લો આ તરવાર ?

પેહેલો સીપાઇ—અરે જલદીથી એના માથા ઉડાવી નાંખો ? એ પાપીઓના મોડા જોવા લાયક નથી.

બીજો સીપાઇ—અરે વખત શું લગાડોછો પકડો જલદી ?

ગોર—( રાણી આવેછે તેને કહેછે ) જુવો રાણીજી, આ તમારો પુત્ર, આ રાજાચંદને મારી નાંખ્યો.

રાણી પ્રભાવંતી—હાય ! હાય ! મારા પુત્ર ! ( મુર્છા ખાઈ

પડેછે, પણ થોડા વખત પછી હોંશીઆર થઈ, પોતાના ખોળાગાં રતનશીંગનું માથું મુકી ગાયછે.)

ચોપાઇ (જોગીઓ.)

ઉઠો ઉઠોરે રતંનશીંગ વીર,
તુંને આવું ઘટે નહી ધીર;
પુત્ર ઉઠની બેઠો થાને,
આજ દુ:ખડા પડયાં તારી માને;
ચંદન આશું કીધું તેં અધર્મ,
એવું ઘેડ કરે નહી કર્મ;
મારા પુત્રની કીધી તેં ઘાત,
એ પાપી આશો કર્યો ઉતપાત;
ફરતોતો વનમાં તું ભુડે હાલ,
દીધું રાજ અને કીધો ન્યાલ;
તેનો બદલો આપ્યો આજ,
તુંને આવી કેમ ન લાજ;
પુત્ર તુજ વીન પ્રાણ આધાર,
મારા જીવતરમાંછે ધી:કાર. (મુર્છાંત થઇ જાયછે.)

રામશીંગ—ભાઈ ચંદન, હમણા સગા બાજેછે માટે થોડા દીવસ ફરી આવોતો ઘણું સારૂં. (મલ્યાગરીને કહેછે.) ઓ સતી મલ્યાગરી! મેં તમારૂં અપમાન કર્યુંછે માટે મને શ્રાપ આપો! (રાજાચંદન, મલ્યાગરી, સાયેર અને નીર બધા ઉભાં થાયછે અને ગાયન ગાયછે.)

રાજાચંદન—( અગર હમને દીલ સનમકું દીયા ) એ રાહ.

જઈશું હવેછે, આખરીના આપણે પ્રણામ;
પ્રણામ રામશીંગછે, મુજ પાપને પ્રણામ—ટેક.
પ્રણામછે પ્રભાવંતી, માતા ઘણા ઘણા;
પ્રણામ ઇશ્વર કોપને, સંતાપને પ્રણામ—જઈશું.
પ્રણામછે આ નગ્રને, પ્રણામ લોકને;
સોસો ગણા સનીદેવના પ્રતાપને પ્રણામ—જઈશું.

( ડ્રોપસીન. ) તે બલો.

—o:o—

## અંક તરીજો. પરવેશ પેહેલો. (સ્થલ, રસ્તો.)

સનીદેવ—વાહ ! વાહ ! આ તાન ઠીક થયો, હું આવલો ગ્રહે બેઠો અને રાજાચંદન સુખ ભોગવે તે મારાથી કેમ દેખી શકાય ? હવે રાજા રખડતો થયો, હવે પેલા ગુફામાં રાજા રામશીંગના પુત્રને મુકયોછે તેને ત્યાંથી લઈ આવું, પછી જોવું કે શું થાયછે ?

( જાયછે. )



## પરવેશ બીજો. ( સ્મશાનનું જંગલ.)

( રાજા રામશીંગ, દરગાઝીઓ, શેહેરના લોકો રતનશીંગનું મુડદું લઇને આવીને બેઠેલાછે, અને ખરો રતનશીંગ ગુફામાંથી આવેછે, તે જોઈ બધા માણસો બી એછે કે ભુત આવ્યું. )

બધા માણસો--ભુત : ભુત : ભુત :

## બેત.

રાજા રામશીંગ—સેમા તારી આશ રહી, પુત્ર તું કેહેની વાત;
જેને કરીને પામીઓ, તું ભુતની જોની તાત.
તારા જીવની ગતી કરી, કેહેતે કરૂં આજ;
મારા પુત્રની આ દશા, શું કીધી માહારાજ.

રતનશીંગ—અરે! પીતાજી, તમે ઘેલા થયાં કે શું! અરે ભુત કેવું ને વાત શી!

રામશીંગ—અરે પુત્ર તું તો મરી ગયોછે, હમે તને બાળવા ને માટે લાવ્યાછીએ, જો! આ ઠાઠડીમાં તારૂં શબ બાંધેલું છે.

રતનશીંગ—ઓ ઇશ્વર આ શું આશ્ચર્યની વાત! ઓ પીતાજી, મને લઇતો કોણ જાણે કોણ ગયા, પણ સવારે ઉઠયો ત્યારે હું એક ગુફામાં પડેલો હતો, અને ત્યાં એક મોટો વીક્રાળ પુરૂષ આવ્યો, અને મારો પગ પકડીને ફેંકયો, ને હું અહીં આવીને પડયો, મુડદું શું ને વાત કેવી! ભલા ઠાઠડી છોડીને જુવોતો ખરા?

રામશીંગ—અરે ભાઇઓ આ કેવું કૌતક! ભલા ઠાઠડી છોડો આપણે તપાસી જોઇએ. (ઠાઠડી છોડેછે અને તેમાં મુડદુંજ માલમ પડેછે.) ઓ પુત્ર રતનશીંગ! આ તોહોમતતો રાજાચંદન ઉપર આવ્યું હતું એટલા માટે મેં તેને શેહેર બાહાર કાડી મુકયોછે.

રતનશીંગ—( ગભરાઇને ) ઓ પીતાજી ! આ તમે શું અ ધર્મ કર્યું ? ઓ પ્રાણ ! રાજાચંદન જે સતનો સ્તંભ, તેનું જવું સાંભળી હજુ સુધી કેમ રહયા ! ધીઃકારછે તમોને ? ( એમ કહી મુર્છાગત થઇ જાયછે, અને રાજા ક્રોધ યુકત થઇ સીપાઇઓને કહેછે. )

રામશીંગ—સીપાઇઓ, એવો જે આપણો જાદુખોરો ગોર, કે જેને આવું કુકર્મ કીધું તેને બાંધીને લાવો ? અને રાજાચંદનની શોધ કાડો ? જયાં હોય ત્યાંથી વીનંતી કરી પગે હાથે પડીને અહીંઆ લીઆવો ? ( સીપાઇઓ જાયછે પણ રાજાચંદનનો કાંઇ પત્તો લાગતો નથી, પણ ગોરને બાંધી લાવેછે. )

ગોર—( બુમો પાડતો ) ઓ રાજા રામશીંગ, બેગુન્હે મુજ બ્રાહમણની ઉપર આવો જુલમ કરવાં માંડયોછે, માટે તારૂં સારૂં કેમ થશે ?

રતનશીંગ—( સુધીમાં આવેછે અને પીતા સાથે વાત કરે છે. ) ઓ પીતાજી ! આ શું અધર્મ કરવા માંડયોછે ? અરે એમા ગોરનો કશો વાંક નથી, એને છોડીદો ? એતો આપણા ગ્રહના કામછે. ( ગોરને છોડી દેછે સીપાઇઓને પુછેછે ) ઓ સીપાઇઓ, ચંદન છે કે નથી ?

સીપાઇઓ—માહારાજ, અમો દશ કોસ સુધી જોઇ વળ્યા, પણ કાંયે રાજાચંદનનો પત્તો મળ્યો નહી.

——o:):o——

# પરવેશ તરીજો. ( સ્થલ, રસ્તો. )

(રાજાચંદન, મલ્યાગરી, સાયેર, નીર એ ચારેનું આવવું. )

રાજાચંદન—પ્રીયા, તું એટડી શોકાતુર કેમ જણાયછે ?

મલ્યાગરી—ઓ પ્રાણનાથ, આપણા લાડકવાયા પુત્રોના મુખારવીંદ જોઈ મારી છાતી ફાટી જાયછે, કે જેણે ટાઢ કે તડકો કદી જોયો નથી, તેમનાથી આ વનના કઠણ રસ્તામાં તે શી રીતે ચલાસે ?

રાજાચંદન—હા ! પ્રીયા હા ! મારા ચીતને પણ એજ વિચારે રૂંધી લીધુંછે, હા ! દૈવ, હમેં તે તારી શી ચોરી કીધીછે કે અમારે માથે આવું દુઃખ ?

સાયેર અને નીર—ઓ મારા વાહાલા માત પીતા, તમો આટલા બધા શોકાતુર શા માટે થાવોછો ? આફત કાળમાં ધીરજ રાખીએ, અરે ગાંડા માણસની માફક શું બકોછો, ઈશ્વર ઉપર ભરોસો રાખો ?

( કુંવરી કુંવર મારા લાડકા. ) એ ગહ.

માત પીતા તમે શાંભલો, જે થવાનું તે થાય;<br>
ધીરજ રાખોની મન વિશે, સાને કરો હાયહાય—ટેક<br>
રોહીદાસનેરે તારામતી, હરીશ્ચંદ્ર જેવા રાય;<br>
ઓવણ સવાભાર કારણે, કાશીનગરે વેચાય—માતપીતા.<br>
મોરધ્વજ માથે આવી બની, તે થયો નીરઉપાય;<br>
કાશીનભરના ચોકમાં, અંગ આરે વેહેરાય—માતપીતા.<br>
સાને માટે અકળાવછો, કરો ભજન સદાય;<br>
ભગત ઓધારણ ભુંધરો, કરશે કષ્ટમાં સાહે—માતપીતા.

રાજાચંદન—ઓ મારી આંખોના તારા, મારા દુ:ખમાં ભા
ગ લેનારા પ્રીય પુત્રો, શાબાસછે, જે આવા કઠ
ણ સમામાં તમોને હાવી ધીરજ !

સાયેર અને નીર—પીતાજી, હેવી ધીરજ રાખીએ તોજ ઈ
શ્વર સાહે કરે !

——0:0——

## પરવેશ ચોથો. (નદીનો દેખાવ.)

(નર્મદા નદીના કીનારા ઉપર રાજાચંદન, મલયાગરી, સાયેર, અને નીર એ ચારે જણા આવેછે, અને ગડગડાટ, વીજળીના ચમકારા, પાણીના ઉછાળા, તોફાન વગેરે થાયછે.)

રાજાચંદન—ઓ મારી પ્રાણ પ્રીયા, આપણે હવે પેલપાર
શી રીતે જવું ?

મલયાગરી—સ્વામીનાથ, મને ના પુછો, હુ તો મારા વીચાર
ગાંને વિચારમાં ગાંડી જેવી બની ગઈછું.

રાજાચંદન—ઓ મારા દુ:ખમાં સાહેની કરનારી, એવા તે
શું વિચારમાં તું પડી ગઇછે ? મને કહેતો ખરી ?

(ગઈ એક બ એક જો હવા પલટ.) એ રાહ.

ઓ પ્રભુ મુજપર એકાએક, આ સીતમ તે શું થયું ?
મુજને ખબર પડતી નથી, કારણ નથી જાતું રહયું—ટેક.
શું પાપ પેલભાવ કર્યાં, જે આ દશા મારી થઈ;
વનમાં રખડતો હું થયો, વળી રાજયપણ મારૂં ગયું—ઓ
પ્રભુ.

પાણીનો લોટ હાથથી, કોઇ દીન ભરી પીધો નથી;

તો દુઃખ આ વનનું પ્રભુજી, મુજથી કેમ જાશે સહયું—ઓ
પ્રભુ.
પુર આવ્યું નર્મદાનું, પાણી બહુ ઊચું ચડયું;
ચારે જણાને પાર પેલે, શી રીતે જાવું રહયું—ઓ પ્રભુ.
કાંઇ ઉપાય કરૂં હવે, થા સાહે ઇશ્વર આજ તું;
તારા વીના આ જગતમાં, કોઈ બીજાનું મારૂં ન રહયું—
ઓ પ્રભુ.

**રાજાચંદન**—પ્રીયા, તું અહીં બેસ, હું આપણા પુત્રોને મા
રી ખાંધે બેસાડી, પેલેપાર મુકી આવુંછું, અને
પછી તને લઇ જઇશ.

**મલ્યાગરી**—વારૂ સ્વામીનાથ, પાછા વેહેલા આવજો. (છો
કરાને ખાંધે બેસાડીને લઇ જાયછે, અને પેલેપાર
મુકી પાછો વલતા અધવચ્ચે મચ્છ ગળી જાયછે.
ઘણો વાર થવાથી મલ્યાગરી વિલાપ કરેછે.)

( ઇસ આંતશે ઉલફતમે કયા આગ લગાદી. ) એ રાહ.

આ વનમાં મુકી એકલી, મુજને પીયુજી ગયા;
જોતા તમારી વાટડી, આ દીનતો બે થયા—ટેક.
અબળાની જાત આશરા વીના તે શું કરૂં;
દીન દુઃખના હવે કાડવા, કહો કઇ પેરે રહયાં—આવનમાં.
મુકાવ્યું રાજપાટ, દેવ સર્વે સંપદા;
તોયે ધરીને ધીર, એવા જુલમ સૌ સહયાં—આ વનમાં.
હું મહેલથી નીચે કોઇ દીન, નોતી ઉતરી;
તે વનના આ રસ્તા કઠણ, મને વેઠવાં પડયાં—આ વનમાં.

તોયે ન દેખી શકાયું તુજથી, વાહે ઇશ્વર વાહે;
આ દુઃખમાં હમને એક બીજાથી જુદા કર્યાં—આ વનમાં.

( એટલામાં નાયક નરપતીઆ વણજારાનું આવવું
અને પોતાનો ચાકર જે તવો તેને કેહેવું. )

વણજારો—ઓ તવા, તવા.

તવો—આવું છું હાહેબ ? ( આવેછે ) કેમ હેઠ હું કામછે ?

વણજારો—અરે જરા જોતો ખરો, આ નદીના કીનારા ઉ
પર કોણ રડેછે ?

તવો—નારે હાહેબ હું તો નહી જાવું, એકતો મધરાત્રી, બી
જું હંધારૂં અને વળી જંગલ.

વણજારો—ઓ મુરખ કહીએ તે કામતો કરતો નથી, ત્યારે
તું તે હમારો ચાકર કે શેઠ ?

તવો—હો, હેઠ, હું કાંઈ તમારે ત્યાં મરવાને વાહતે ચાકરી
નથી રહેલો ?

વણજારો—ઓ મુરખ, જઈને તેને પુછવું તેમા તે શું બી
એછે ?

તવો—હો હાહેબ, બીજું તમે કહો તે કામ કરૂં ?

ચેત.

કહોતો કીલ્લો તોડી નાંખુ, પાહાડ ઉપાડી લાવું;
સાગર સુકાવી નાંખુ, ને ઉલટાવી પૃથ્વી દઊં.
મચ્છર મારીને ગાકડો, ને મારી નાંખું હું;
ચાંચડ જુવો જવાથી, હુંતો ના બીઊં.

એવું જો ભારી કામ, તમે કહો તે કરૂં;
પણ આ સમે જોવા નદી કીનારે નહી જઊં.

—o—

વણજારો—ઓ મુરખ, તું શું મારી મશ્કરી કરેછે?
તવો—વાહ હાહેબ વાહ! હું તમારી મહકરી કરૂંછું ના, ખરીવાત કહુંછું, કદી હું ત્યાં જાઊં, ને ત્યાં ભુત, યા પ્રેત, યા દાકણી, યા હાંકણી, યા પલીત, યા જીન, યા ચુડેલ, યા દૈત, યા રાક્ષસ હોય, અને મને પકડીને મારી નાંખે. તેમાં તમારૂં શું જાય? હું જાઊંતો મારા જીવનો જાઉં? તમારી વાતતો જુદી? હુંતો મારી બાયડીનો એખલો, માટે હુંતો જવાનો નથી.
વણજારો—( દમભરાવીને ) ઓ બેલ તું શું મને ભોટબોટ જાણેછે કે? ચાલ નીકલ અહીંથી?
તવો—લો તમારી લાકડી, ને નહી જોઈએ મને તમારી ચાકરી; આ ચાલ્યો. ( તવાનું ચાલી જવું અને વણજારાનું દોડીને પકડવું. )
વણજારો—ઓ ગાંડા ચાલ્યો કયાં? હું તારી સાથે આવુંછું.
તવો—હેં! તો ચાલો હાબ આગળ આગળ, હું પાછળ પાછળ આવુંછું

—:o:—

મલયાગરી—હેતનમાં મુકી એકલી મુજને પીયુજી ગયા;
જોતાં તમારી વાતડી આ દીનતો બે થયા—ટેક

વણજારોને તવો—(બેઉને ત્યાં જવું, અને મલ્યાગરીને
રડતી જોઇ તેને પુછવું.)

(પહેલુમે ઝેરી નાગકુ હયે જાનકે પાલા.) એ રાહ.

તું કોણછે મુજને કહેની સાચે સાચી વાત;
નહીતો આ તરવારથી, થઈ જાસે તારી ઘાત—ટેક.
તું ભુત છો કે પ્રેતછો, એણુ યા દાકણી;
શું કામ આવી છો આ વનમાં ? આ સમે મધરાત--તું
કોણછે.

શું દુઃખછે જે આ સમે ? રડવાને બેઠી તું;
છો એખલી તન હાકૂકતને, વળી તું અબળાજાત-તું કોણછે.
શું નામ તારૂં ગામ કયું, તું જાતની છો કોણ ?
મુફીશરમ કેહેની મને, ભાંગે મારી ભ્રાંત—તું કોણછે.
મનમાં તું તારા લાવતી, નહીં વેહમ યાજરા, .
તું તો છો બેહેન માહેરી, જાણ મુજને ભ્રાંતતાત—તું કોણછે.
મલ્યાગરી—(હમકુ છાંડ ચલે બન માધુ.) એ રાહ.
શું રે કહું મારા દુઃખડાની વાતો, તુટીરે પડે આસમાન હો
બાઇ--ટેક.

ભુત નથી ને પ્રેત નથી હું, દાકીણી શાંકીણી નહી કોઇ આંહી;
દુઃખની મારી વિજોગણ છઊં હું, બીતો નહી મનમા તું
કાંઈ—શું રે.

ચંદનાવતી નામેછે નગરી, રાજાચંદનની જે નવાઇ;
હું રાણીછું તેની બાઈ, ખોટુ નથી કેહેતી એક રાઈ-શું રે.
મલ્યાગરી છે નામ તે મારૂં, સાયેર નીર બે પુત્ર સવાઈ;

રાજ ગયું ને વનમાં નીકળ્યાં, જોજો કીસ્મતનીરે બુરાઈ—શું રે.
ફરતા ફરતા અહીં આવીઆ, પુર ચડયું'તું આ નદી માંહી;
તેમાં તણાયા ત્રણે ત્યાસ, કરી નાંખી દૈવેતો જુદાઈ—શું રે.

દોહોરા.

વણજારો—ઓ બાઈ કેહેની મને, બાહાર કેમ રહી તું;
એ ત્રણ જળમા વહયાં, તેનું કારણ શું.
મલ્યાગરી—( રડતા રડતા ) તુજ આગળ સર્વે હવે, સત્ય કહું છુ વાત;
આવ્યા આ નદીં ઉપરે, હમે ચારે જણા તાત.
પુર નદીનું જોઇને, મુખથી બોલ્યા રાય;
નદીપાર જવા તણો, સાંભળ પ્રીયા ઉપાય.
ખાંધે બેસાડી પુત્રને મુકી આવું પેલ પાર;
પછી તુંને લઈ જાવું હું, એછે મારો વિચાર.
મેં કહયું સ્વામી ઠીકછે, હું બેઠીછું આંહે;
આવો જલદી મુકીને, રોકાતા નહી કયાંહે.
હા કહીને મુજને ગયા, દીન થયા બે આજ;
હું અબળા ઈહાં એકલી, રેહેશે કેમ હવે લાજ.
વણજારો - બેન તું ચીંતા મુકીદે, મારી સાથે ચાલ;
ખા પી પ્રભુનું ભજન કર, થાશે સાહે દયાલ.
જો જીવતા નીકળ્યા હશેતો, મળશે કોઇ દીન;
એ નહી આપણા હાથમાં, વાત એ દૈવ આધીન.
મલ્યાગરી—( રડતા રડતા ) બનવાનું હતું તે બન્યું, ચાલ આવુંછું ભાઈ;

વણજારો—ભાગ્ય હમારા જાગ્યાં, ચાલો પધારો બાઈ.
(જાયછે.)

(મચ્છી મારો વાહાણ લઈ આવેછે, અને જાળ નાંખેછે તેમાં એક મોટું જબરજસ્ત મચ્છ આવેછે તેને લઈને કીનારે આવેછે, મચ્છને ચીરવું અને રાજાચંદનનું માંહીથી નીકળવું, અને મચ્છી મારોનું ગભરાવું.)

સોરઠ.

મચ્છીમારું—(રાજ મને નીકોલાગે થારો દેશ.) એ રાહ.

કેહેની આ બાઈ મને કોણ છો તું,
ગામ કયું ને નામ શું તારૂં? સત્ય કહે સાંભળું હું—ટેક.
તેજસ્વી તું છો મોટો, આતે ગતી તારી શું—કેહેની.
શું કારણ એવું આવી બન્યું જે, જળમાં પડવું થયું-કેહેની.
આ મચ્છે તો ગળ્યા હતો, તુજને હું સાચું કહુંછું-કેહેની.

—0:0—

રાજાચંદન—(ફીરાતા હએ હમે કાંહાં કાંહાં.) એ રાહ.

ઓ મારા પ્રાણ દાતા, કહુંશું વાત હું મારી;
જો સાંભળશો તમે મારી વાત, નહી રહે છાતી સ્થીર તારી—ટેક.

નગર ચંદનાવતી નામે, ત્યાંનો રાજાચંદન હું;
ગયું જ્યારે રાજ નીકળ્યા બાહાર, લઈ બે પુત્રને નારી—ઓ મારા.
માહા દુ:ખ વેઠતાં ફરતાં, આવ્યા નર્મદાને તીર;
ગતી માહા દેવની ઘેરી, ચઢ્યું તું પુર ત્યાં ભારી—ઓ મારા.

બેસાડી ઇસ્ત્રીને મેં ત્યાં, લીધા બે પુત્રને બાંધિ;
મુકીને તીર પેલપાર, દુખીયો હું મલયાગીરી—ઓ મારા.
રહયા કયાં પુત્રને કયાં નાર, હું કયાં ઉદ્રમાં મચ્છના;
કરૂં શું હું હવે કયાં જાઊં, મલે કયાં પુત્રને પ્યારી—ઓ મારા.
મચ્છીમારે—ઓ રાજા ! જે બનવાનું હતું તે બન્યું, હવે ખેદ કર્યાથી શું થાય ? અને એવું નિશ્ચય જાણજે કે તું જારે આવી આફતમાંથી બચ્યો ત્યારે તારી સ્ત્રી તથા પુત્ર પણ કુશળ હસે, ને કોઈ દીવસ પણ તને મળસે, માટે ચાલ હમારે ઘેર, ખા, પી, પ્રભુનું ભજન કર.
રાજાચંદન—વારૂ બહુ સારૂં, ચાલો ભાઈ ત્યારે ! (મચ્છીમાર સાથે જાયછે.)

——o——

## પરવેશ પાંચમો. (સ્થલ, રસ્તો.)

(સનીનું આવવું અને ભાષણ કરવું.)

સનીદેવ—બધું કામતો ઠીક થયું, રાજાચંદનનું રાજ પણ ગયું, મલ્યાગરી વણજારા સાથે ગઈ, અને રાજા ચંદન જે નીચમાં નીચ મચ્છીમાર તેને ઘેર ગયો, પણ હજી એક કામ બાકી રહી ગયુંછે, કે જયાંસુધી બને ભાઈઓ છુટા પડે નહી ત્યાં સુધી એમના ઉપર પુરૂ દુઃખ પડયું કેહેવાય નહીં; માટે કાંઈ પણ તજવીજ કરી, બને ભાઈઓને છુટા પાડું તોજ મને શાંતી થાય. (જાયછે.)

## પરવેશ છઠો. ( સ્થલ, જંગલ. )

( નીર અને સાયેરનું આવીને ગાયન ગાવું, અને નીરને તરસ લાગવાથી ભાઈની પાસે પાણી માંગવું, સાયેરે તેને બેસાડીને પાણી લેવા જવું, નીરનું સુઈ જવું, સનીદેવનું આવવું, સર્પને બોલાવીને નીરને દંસવાનું કેહેવું, સર્પે નીરને દંસ દેવો, નીરનું મરણ પામવું, સાયેરનું પાણી લઈ ને આવવું, ભાઈને મરણ પામેલો જોઈ રૂદન કરવું, ને ત્યાંથી ઉઠીને શેહેરમાં જઈ અગ્નિદાગનો સામન લેવાને જવું.)

( કભ્રુ હોતે ખુશી, કભ્રુ હોતે ખફા. ) એ રાહ.

સાયેર અને નીર—ઓ ઈશ્વર તેં આ શું કર્યું, હમો બને જણા જઈએ તે ક્યાં;
રાજ ગયું ને થયા રખડતાં, મા બાપથી વળી જુદાં કર્યાં—ટેક.
નથી જોયો હમે ટાઢકે તડકો, આ દુઃખ અમથી કેમ જાસે સહયાં—હમો બનેo.
ઓ દેવ આવો સમો તેં દેખાડયો, એવાં તે પાપ અમથી શું થયાં ?—હમો બનેo.

---

( લેલી લેલી પોકારૂં મેં બનમે. ) એ રાહ.

સાયેર અને નીર—કર્યો આશો ગજબ હમ ઉપર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર;
રાજ સુખ મુકાવ્યું હમારૂં, હમે શું રે બગાડયું તારૂં;
બાવની તું દયા દીલ અંદર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.

આ ભયંકર જંગલછે ભારી, નથી સુજતો રસ્તો
મારારી;
ફરી આવી કેમ તારી નજર, અરે ઇશ્વર ઇશ્વર
ઇશ્વર.
સર્પસીંગ ફરેછે બહું આહીં, કાંટા ભોકાયછે પગમાંહી;
દેહ ધ્રુજે હમારી તો થરથર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર.
અરજ સાંભળી દાસ તારાની, દયા લાવીને કર
મેહેરબાની;
પ્રભુ સાહે તું આવી હવે કર, અરે ઇશ્વર ઇશ્વર
ઇશ્વર.

ઠુમરી—કાલીંગડો.

(મોરી અંખીઆ ફરકન લાગી.) એ રાહ.

નીર—લાગીછે તરસ બાઇ પાણી પા,
લગાડમાં તું વખ્ત જરા—ટેક.
કંઠ સુકાયે જીવડો જાયે,
માટે તું કાં ખોટી થા—લાગીછે.
જો નહી હમણા પાણી મળેતો,
પ્રાણ જશે તું જલદી જા—લાગીછે.
આહીં નથી કોઈ આપણું બીજું,
તુંજ માતને તુંજ પીતા—લાગીછે.
પાણી લઇને જલદી આવજે,
દોડ બાઈ તું વેહેલો થા—લાગીછે.

—0:0:0—

નીર—ઓ બાઈ સાયેર મને ઘણીજ તરસ લાગીછે! જો

જગાવારમાં પાણી નહી મળેતો મારો પ્રાણ જસે ! માટે જલદી પાણી પા !

સાયેર—ઓ મારા બાપ ! આટલામાંતો કાંયે પાણી દેખાતું નથી, માટે આ ઝાડને છાંયડે બેસ, હું ચાએ તેમ કરી હમણા પાણી લાવુંછું.

નીર—વારૂ ભાઈ ! જલદીજા, પાણી લાવ, હું અહીંઆ બેઠોછું ! ( સાયેર પાણી લેવા જાયછે અને નીર સુઇ જાયછે. )

સનીદેવ—( સર્પને બોલાવેછે અને સર્પ ખુશ મીજાજથી નાચી તેને દંસદેછે, નીર મરણ પામેછે અને એટલાંમાં સાયેર પાણી લઇને આવેછે. )

સાયેર—ઓ ભાઇ ! ઉઠ ઉઠ ! લે આ પાણી પી ! (તે નહી ઉઠવાથી સાયેરે તપાસ કરવી અને સર્પનો દંસ નજરે પડવો.) અરે ! હાય ! હાય ! આ તો સર્પના દંસથી મરણ પામ્યો હવે હું શું કરૂં !

( સીતાજીના મહીનાની રાહ. )

ભાઈ ઉઠની બેઠો થાને, લઇ આવ્યો પાણી હું;
મારા વાહાલા દેની જવાબ, સુતો સોડ તાણી શું—ટેક
પડયા વિખુટા માને બાપ, સુખ સર્વે ગયું;
આવા કઠણ સમાંગાં આજ, દગો મને દેછે તું—ભાઇ ઉઠ.
આવી ઊંઘ ન કરી એ વીર, આગળ કામછે ઘણું:
આ રન વગડામાં આહીં, કોઇ નથી આપણું—ભાઈ ઉઠ.
જાગ જાગની જમણી બાંહે, હવે હું તે શું કરૂં !
તુને ઘટે નહી જાવું વીર, મને મુકી એખલું—ભાઈ ઉઠ.

સાયેર—ઓ નીર! નીર! અરે ઉઠ મારા બાપ! મા બાપ પુછશેતો હું શું જવાબ દઈશ! હા દૈવ! તેં આ શું કર્યું? (મુર્છાં ખાઈ પડી જવું, પાછું શુધ્ધીમાં આવીને કેહેવું) હવે ભાઇને અગ્નિદાહ આપવો, અને મારી પાસે એક પઇસો પણ નથી હવે હું શું કરૂં! (એકાએક હાથની પોંચી નજરે પડવાથી તે જોઈને બોલવું) વારે દૈવ તેં આ સગામાં મારી પાસે આ પોંચી રેહેવા દીધીછે, એજ તારી કૃપા! ચાલ, હવે જાઊં, કફન લાવી ભાઈની ગતી કરૂં! હાં. (જાયછે.)

(ગુરૂડ પક્ષીનું આવવું, નીરનું ઝેર ચુસી લેવું, અને નીરનું હોંશીઆર થઇને બેઠું થવું.)

ગુરૂડપક્ષી—એ પુત્ર તું કોણછે? અને અહીંઆ કેમ આવ્યોછે? તુંનેતો સર્પે દંસ કીધો હતો, તે મેં ઝેર ચુસી લીધું, ત્યારે તું બેઠો થયો.

નીર—ઓ પક્ષીઓના રાજા? હું રાજાચંદનનો પુત્રછું, અને દુઃખનો માર્યો અહીંઆ આવ્યોછું.

ગુરૂડપછી—એ નીર આ મારી ચરક લે, કોઈ કુષ્ટી, યા પતીઅજને શરીરે લગાડસેતો સારૂં થશે? બીજું આ ઝાડના પોલમાં અજંનછે તે લે? અંધનીની આંખે લગાડસેતો તે દેખતો થશે, હવે હું જાઊંછું.

નીર—વારૂ, ગુરૂડજી જાવો, રામરામછે, હું તમારો ઉપકાર જયાં સુધી મારા શરીરમાં પ્રાણછે, ત્યાં સુધી ભુલ-

નાર નથી. ( ગુરૂડનું જવું, નીરનું વીચારમાં પડવું અને ગમગીનીથી આઍન કરવું. )

( ખબર લેરે મશીયા તું કયાંહે. ) એ રાહ.

નીર—અરે ઈશ્વર હવે જાવું કયાં હું;
જોણે મુખડાં તે કયાં પ્યાગઓના હું—ટેક.
વખુટો વાહાલાઓથી, કીધો મુજને;
એવાં મેં પાપ પેલે ભવ કર્યાં શું—અરે ઈશ્વર.
નથી મળતો મને રસ્તો પ્રભુજી;
હવે જઈ કોને પુછું, કયાં પ્યારા હું—અરે ઈશ્વર.

( ત્યાં સનીદેવનું આવવું અને નીરને કેહેવું. )

સનીદેવ—એ છોકરા તું કોણછે ? અને માહા અફસોસમાં કેમ પડયોછે ?

નીર—ઓ માહારાજ હું દુઃખનો માર્યો વનમાં આવ્યોછું, મારી સાથે મારો મોટો ભાઈ હતો તે પ્રભુજાણે કયાં ગયો, હવે તેને હું કયાં ગોતુ અને કયાં જાઉં !

સનીદેવ—અરે હાહા, મેં આ રસ્તે જતા એક છોકરાને જોયો તે તારા જેવોજ હતો, અને તે રડતો રડતો જતો હતો, તું આ રસ્તે જા, તે તને મળસે.

નીર—વારૂ ભાઈ નમસ્કારછે હું જાઉંછું. ( જાયછે. )

સનીદેવ—હવેતો ઠીક તાલ થયો, કામતો સતરઆના થયું.

( સનીદેવ ગયા પછી સાયેર આવેછે અને બોલેછે. )

સાયેર—ઓહો ! આતે શું આશ્ચર્યની વાત ! કે મુડદું પણ પ્રભુ જાણે કયાં ગયુ ! વાહ દેવ વાહ ! ( ગમગીનીથી રૂદન કરેછે. )

( પડયોછું વીખુટો પ્રીયા વિજોગથી તારા. ) એ રાહ.

મુજને મુકીને એકલું નોતું જવું પ્યારા;
તનડું બળેછે માહેરૂં વીજોગમાં તારા—ટેક.
ક્યાં જાઉંને શું કરૂં કંઇ સુજતું નથી;
આવી દુ:ખમાં કરની સાહે, વાહાલા ભાઈ તું મારા-મુજને.
રાજ પણ એવું પડયા, મા બાપથી જુદાં;
એવી આગમાં બળતા ઉપર, મુકયા તેં અંગારા—મુજને.
તારા પેહેલાં મારૂં મૃત્યું કેમ ન આવ્યું;
છાતીમાં સમાતા નથી, આ વ્રેહેના ભારા—મુજને.
આ કઠણ સમાંમાં તુજને ન ઘટે જાવું;
અરે પ્રભુ કયારે આવસે, આ દુ:ખ તણાઆરા—મુજને.

——0:0——

વાહ દેવ! તારી અપાર લીલાછે, હવે વાણીઆને ત્યાં જ ઇને પેલી પોંચીતો લઊં, અને સામાન તેનો સ્વાધીન કરૂં.

( જાયછે. )

——0:0——

## પરવેશ સાતમો. ( સ્થલ, ઘર. )

( સાયેર વાણીઆને ત્યાં આવેછે અને વાત કરેછે. )

**સાયેર**—ઓહો શેઠ, મુડદું પણ કોણ જાણે કોઈ જનાવર ખાઇ ગયા કે ઇશ્વર જાણે કયાં ગયું ? તે માટે લો આ તમારો માલ અને મારી પોંચી આપો.

**વાણીઓ**—હો ભાઇ હસે, જે બનવાનું હોય તે હર બાને

બનેછે, તેમાં કાંઈ આપણો ઉપાયછે ! હવે રસોઈ તૈયારછે માટે પ્રસાદ લે, અને રાત્રી અહીંઆ રહી સવારે જજે. ( સાયેરે તેની વાત માની ત્યાં રેહેવું, મધ્ય રાત્રીએ વણીકે ચોર ચોર કરી બુમ પાડવી, ત્યાં સીપાઇઓનું આવવું, અને સાયેરને પકડીને બાંધવો, જમાદારે એક સીપાઇને રાજાને ત્યાં મોકલવો, સીપાઇનું જવાબ લઇને પાછું આવવું અને જમાદારને કેહેવું. )

વાણીઓ—ચોર ! ચોર ! ચોર !

સીપાઇઓ—ક્યાંછે ચોર ? ( વાણીઓ આંગળી કરી બતાવેછે અને સીપાઇઓ તેને પકડેછે. )

સાયેર—ભાઈઓ, મેં કાંઈ ચોરી કરી નથી અને એ વિશે હું કાંઈ જાણતો નથી !

જમાદાર—ચોરી ન કરીતો શાવકારે શું અમથી બુમ પાડી હશે ? ( સીપાઇને પુછેછે ) કેમ સીપાઈ રાજા પાસેથી શું હુકમ લાવ્યો ?

સીપાઇ—ઓ જમાદાર, રાજાએ કીધુંછે કે એને ફાંસીએ લટકાવીદો.

જમાદાર—ઓ સીપાઇ, જા પેલા ફાંસી આપવાવાલા ઢેડને તેડી લાવ ? ( સીપાઈ જાયછે અને ઢેડને તેડી લાવેછે. )

ઢેડ—ઓ ગરીબ પરવર, મા બાપ તમારા ઢેડા આવ્યાછે, હવે શું હુકમ દીયો ?

જમાદાર—ઓ ઢેડ આ ચોરને ફાંસી આપ ? એને વાણી આને ત્યાં ચોરી કરીછે.

ઢેડ—વારૂ હાહેબ બહુ હારૂં, જાણીછું. ( જાયછે. )

——:o:——

## પરવેશ આઠમો. ( સ્થલ, જંગલ. )

——:o:——

### ફાંસીનો દેખાવ.

( ઢેડ સાયેરને ફાંસી પાસે લઇ જવો ત્યાં સાયેરે ગમગીનીથી ગાયન કરવું. )

( હાય કયા ખાતેંહે, પ્યારે એ સુનાયા તુંને. ) એ રાહ.

સાયેર—વાહે પ્રભુજી ગમી વાત આ કેવી તુંને;
દાસ તારાની જોઇએ સારતો લેવી તુંને—ટેક.
મુકાવ્યું રાજ સર્વે, સ્નેહીથી જુદો કર્યો;
આવી શું ધ્યાનમાં, તકસીર તે એવી તુંને—વાહે.
એકતો માલ ગયો, વળી હું ચોર ઠર્યો;
બેગુન્હે ન ઘટે આ ફાંસીતો દેવી તુંને—વાહે.
મારા દુઃખમાંતો હવે નથી રહી કાંઇ બાંકી;
બીતો નથી હું સજા દે ગમે તેવી તુંને—વાહે.

——o:o:o——

( ઢેડ તેના ગળામાં ફાંસો નાંખેછે તેટલામાં જેદેવશા વાણીઓ આવેછે અને તેને અટકાવેછે. )

જેદેવશા—ઓ રએસરો, ખબરદાર ? સા માટે આ ગરીબને ફાંસી આપોછો ?

ઢેડ—હાહેબ એક વાણીઆને ઘેર એને ચોરી કીધી, માટે ફાંહી આપીએછીએ મા બાપ.

જેદેવશા—અરે એને જો મુકી દેતો, હું મારા વાહાણમાં બેસાડી, બીજે દેશ તેને લઈ જાવું.

ઢેડ—વારૂ હાહેબ, લઈ જાવોતો ઘણું સારૂં, હમે પણ હત્યા-માંથી છુટીએ. ( ઢેડ છોડી દેવો અને જેદેવશાએ સાથે લઇને જવું. )

( ડ્રૉપસીન.

---

## અંક ચોથો. પરવેશ પેહેલો. ( સ્થલ, રસ્તો. )

સનીદેવ—ઓહો, રાજાચંદન ઉપર દુ:ખતો બહુ પડયું, કયાં રાજ અને કયાં જંગલમાં રખડવું, ગલવાસ-રીનું વનજારા સાથે જવું, રાજાચંદનનું ગરછી-મારને ઘેર રેહેવું, નીરને સર્પ દંસવો, સાયેરપર દુ:ખનોતો કાંઇ પારજ નથી, હવે એના સાત વર્ષ પુરા થવા આવ્યાં, માટે પ્રથમ જેવું સુખ હતું, તેના કરતાં સોગણું સુખ હું આપુંતોજ હું સની-દેવ ખરો ? માટે ચાલ હવે ત્યાં જાઉંછું. (જાયછે.)

---

## પરવેશ બીજો. ( સ્થલ, દરબાર. )

( જેદેવશાની સાથે સાયેરનું અચલાક પુરીમાં ઢોકલશીંગ રાજાની દરબારમાં જવું ને રામરામ કરી બેસવું. )

ઢોકલશીંગ—ઓહો જેદેવશા ભલે આવ્યા કેમ સારી પેઠેતો છોના ?

જેદેવશા—હા સાહેબ તમારી કૃપાછે તો હમે સદાએ એમ ખુશલ છઈએ, પણ ભલા તમારે ત્યાં રાજાઓ કેમ ભેળા થયાછે ?

ઢોકલશીંગ—ઓ જેદેવશા. મેં એવું પન લીધુંછે કે, આ મારો ઘોડોછે, તેની ઉપર કોઈથી બેસાતું નથી, માટે જો એ ઘોડા ઉપર કોઈ બેસીને ફેરવેતો, તેને હું મારી પુત્રી પરણાવું, તે માટે આ રાજાઓને ભેળા કર્યાછે, પણ કોઈથી આ ઘોડો ચાલી શકયો નથી, માટે મને મોટો અફસોસ થાયછે. ( તે સાંભળી સાયેરે ઉભું થવું અને બે હાથ જોડીને બોલવું.)

સાયેર—ઓ ગરીબ પરવર, તમારો હુકમ હોયતો હું ઘોડો ચલાવું.

ઢોકલશીંગ.—બહુ સારૂં, તું ચલાવેતો, તુંને મારી પુત્રી પરણાવું, અને મારૂં પણ સત્ય રહે.

જેદેવશા—અરે હવે બેશ બેશ, એ ઘોડો તેં ચલાવ્યો ? ફાંસીપરથી તો છોડવ્યો, તે શું ભુલી ગયો ? હાથે કરીને મોત શા સારૂં માગેછે ?

ઢોકલશીંગ—ઓ જેદેવશા, ના શા સારૂ કહોછો, ભલેને એ ઘોડે બેસે, એના ભાગ્યનો ઉદય થયો હશે તો, અને મારૂં પણ સત્ય રહેનાર હશેતો, તેમાં તમારૂં શું જાયછે. ( સાયેરને કહેછે ) બેસ, ઘોડે બેસ, છોકરા ? ( સાયેર ઘોડો ચલાવવો, વાણીઆનું આશ્ચર્ય થવું, રાજાએ પોતાની પુત્રીને સાયેર સાથે બ્રાહમણને બોલાવીને પરણાવવી.

જેદેવશા—ભાઈ સાયેર હું તો જઈશ આપણે દેશ, તારો શું વીચારછે ?

સાયેર—તારે તો શેઠ હું પણ તમારી સાથે આવીશ. (રાજાને કહેછે) પીતાજી ? હમને આગ્ના આપો, હવે હમે હમારે દેશ જઈશું.

ઢોકલશીંગ—ઓ પુત્ર સાયેર, જવાએ નહી, આહીં રહો આ રાજ પણ તારૂંજ છે કની.

સાયેર—ના પીતાજી, હું તો જેદેવશા સાથે આવ્યોછું, માટે હું તો એમની સાથેજ જઈશ, મને રજા આપો.

ઢોકલશીંગ—ઓ જેદેવશા, થોડા દીવસતો અહીં રહો, ઉતાવળા શું થયાછો ?

જેદેવશા—નારે સાહેબ, હમારાથી રેહેવાય નહી, વાહાણમાં માલછે તે બગડી જાય. (રાજા સાયેરને ઘણી દોલત તથા પોતાની પુત્રીને એક દાસી સાંથે આપી વદાએ કરેછે.)

—o—

## પરવેશ તરીજો. (સ્થલ, રસ્તો.)

(નીરનું નરપતપુરમાં જવું ત્યાં ઘણાએક માણસો ભેળા થયાંછે તે જોઈને પુછવું.)

નીર—ઓ ભાઇઓ આ ગામનું નામ શુંછે ? અને આ સર્વે માણસો કેમ ટોળે મળ્યાછો ?

માણસો—ઓ ભાઈ, નરપતપુર આ નગ્રનું નામછે, સુખદેવ અહીંઆનો રાજાછે, તે આંગે કૂઢી અને આંખે

આંધળોછે, તેને એવું પન લીધુંછે કે આજ સુર્ય અસ્ત થતા સુધી, મારા દરદને સારૂં કરનાર ન મળ્યા તો, હું અગ્નિ સમરપણ લઈશ, માટે અહીંઆ સર્વે માણસો મળી વિચાર કરેછે કે હવે શું થશે ?

નીરૂ—અરે ભાઇઓ, એ દરદનું ઔષદ તો હું જાણુંછું, માટે મને રાજા પાસે લઇ ચાલો, હું તેનું દરદ સારૂં કરીશ. ( જાયછે. )

—o—

## પરવેશ ચોથો. ( દરબાર. )

( માણસો નીરૂને લાવેછે. )

માણસો—ઓ ગરીબ પરવર, આ કોઈ પરદેશી વૈદ આવ્યોછે, ને એ કહેછે કે તમારૂં દરદ હું સારૂં કરીશ, માટે એને હમો અહીંઆ લઈ આવ્યાછીએ માહારાજ.

સુખદેવ—એ વૈદ, જો તું મારૂં દરદ મટાડશે તો હું તને મારૂં વચન આપુંછું કે મારી પુત્રીની સાથે લગન કરી આપું, અને મારૂં અડધું રાજ તને આપું એવું મારૂં વચનછે.

નીરૂ—માહારાજ ઘણું સારૂં, આપો વચન ? ( વચન આપેછે, નીર દવા કાડી લગાડેછે, અને રાજાને સારૂં થાયછે. )

સુખદેવ—હા ! વારે દેવ ! તારી ગતીનો કાંઈ પાર નથી, આજે ! તેં મને નવો જનમ આપ્યોછે ( નીરને જોઈ ) છોકરાં તું કોણછે, અને તારૂં નામ શું ?

નીર—હું રાજા ચંદનનો પુત્રછું, અને મારૂં નામ નીરછે, દુષ્ટ પુંદરીકે અમારૂં રાજ લઇ લેવાથી મારા માત પીતા, મારો મોટો ભાઈ, અને હું, ચારે જણા જીવ બચાવીને નાહાઠા, ત્યાંથી હમો છુટા પડયા છીએ. ( રાજા બ્રાહમણને બોલાવેછે અને નીરના લગન થાયછે, અને રાજયાભીષેક કરેછે. )

સુખદેવ—ચોપદાર, આજથકી આપણા નગરમાં રાજા નીરની આણ ફેરવો કે સર્વે રૈયત રાજા નીરના હુકમમા વર્તે ?

—o:o—

## પરવેશ પાંચમો. ( સ્થલ, રસ્તો. )

( સાયેરનું નરપત પુરમાં આવવું, સીપાઈઓએ ઓળખવો, સાયેરને પકડી, રાજા નીરની દરબારમાં લઈ જવો. )

સાયેર—ઓ ભાઇઓ મને શા માટે પકડોછો ?

સીપાઇઓ—વાહા, ચોર થઈને, તું શાવકારીની વાતોતો બહુ સારી કરેછે, તને ફાંસી દેવા માટે મોકલ્યો હતો તે તુંજ કે બીજો કોઇ ? માટે તનેતો પાછી શીક્ષાજ થશે, પણ જોકે જે હેડાએ તને છોડી મુકયોછે, તેની શું ગતી થાયછે ? ( પકડીને લઈ જાયછે. )



## પરવેશ છઠો. ( નરપતપુરની દરબાર. )

( નીર રાજ ચલાવેછે અને સીપાઈઓ
સાયેરને પકડીને લીઆવેછે. )

ચોપાઈ ( જોગીઓ. )

**સીપાઈઓ**—રાજા સાહેબ આ તસ્કર, જેને ફોડયુંતું વ-
ણીકનું ઘર;
ત્યાં એ જ્યારે થયોતો છતો, ત્યારે ફાંસી દેવા મા-
કલ્યો હતો—ટેક.
લાલચ લીધી ત્યાં ઢેડ સહી, તેને ફાંસી દીધી નહી;
આજે પાછો નજરે પડયો, મેં લાવીને ઉભો કર્યો;
ગમે તે એને શીક્ષા દીઓ, પગાર વધારવા મારો કહો.

( બને ભાઇની એક નજર થવી અને નીરે
સાયેરને ઓળખવો, અને તેને પુછવું. )

**નીર**—કોણ ! મારો વાહાલો ભાઈ સાયેરતો નહી ! ( તખત
ઉપરથી ઉઠેછે. )

**સાયેર**—કોણ ! વાહાલો મારો ભાઈ નીર ! ( બને જણા
અરસપરસ ભેટેછે.

**નીર**—ખજાનચી મારા ભાઇને અમુલ્ય સરપાવ આપો ?
( સાયેર પોશાક પેહેરી ગાદી ઉપર આવી બેસેછે. )

**સાયેર**—મારા પ્રિય બંધુ, મેં તો તને ઝાડની નીચે મરેલો
મુકયો હતો ! ત્યાર પછી શું થયું કે આજ ગારા
મરી ગયેલા દીલને ઇશ્વરે એકાએક જીવતું કર્યુ !

નીર—ભાઇ મને ગુરૂડ પક્ષીએ બચાવ્યો, અને તેની કૃપાથી
આ રાજ પણ હું પામ્યો, પણ તારી આ શું દશા
થઈ ?

ચોપાઇ જોગીઓ.

સાયેર—પાણી લઇને આવ્યો હું, જોઊં ત્યાંતો નીર જીવતું;
અગ્નિદાહ તને દેવા માટે, કફન લેવા ગયો વણી-
કને હાટે;
પોંચી મુકી વણીકને તંહી, કાટ કફન મેં લીધું
સહી.
પાછો આવી જોઊ જયાં, તારૂં શબ ન દીઠું ત્યાં;
ત્યાંથી પાછો આવ્યો ઘેર, જમાડયો મુજને રૂડીપેર.
મધ્યરાતે મચાવ્યો સોર, બુમ પાડી કંઈ ચોર ચોર;
સીપાઇએ મુજને પકડયો સાર, ફાંસીનો કીધો નીર-
ધાર;
જેદેવશાએ છોડાવ્યો, તેની સાથે અચલાકપુર ગયો;
પાછો આવતા પરણીનાર, વણીકે નાંખ્યો સમુદ્રમો-
જાર;
તુઠો મુજપર જગનો નાથ, લાગ્યું એક પાટીયું હાથ;
કીસ્મતજોગે આવ્યો અહીં, ત્યારે તુજને ભેટયો ભાઇ.

નીર—( ઘણો ક્રોધ યુક્ત થઇને સીપાઇઓને કેહેવું ) સીપા-
ઇઓ ? જુવો તે વાણીઆના વાહાણ બંદર ઉપર
આવ્યા કે નહી ? જો તેના વાહાણ આવ્યા હો-
યતો, જેદેવશાને પકડી મારી પાસે લાવો ? અને

જે વાણીઆએ મારા ભાઇને ફાંસી દેવડાવ્યો, અને જુઠી ચોરી ચઢાવી, તેના ઘરબાર લુટી લઇ ગામ બાહાર કાડી મુકો ?

સીપાઇઓ—વારૂ, ગરીબપરવર જેવો આપણો હુકમ ( સીપાઇઓ જાયછે અને નરપતીઓ વણજારો દાખલ થાયછે. )

નરપતીઓ વણજારો—ગરીબપરવર રાજા સાહેબ, અમારી પોડો આવી ચુકીછે, તેનું જે દાણ થાય તે જલદી ચુકાવી લીયો, વાર લાગસે તો અમારી બેન અમને વઢસે.

નીર—અરે ભાઈ, આવો તમે બેનપર પ્યાર રાખોછો તે તમારી બેહેન તમારાથી નાનીછે કે મોટી ?

નરપતપુરનો વણજારો—માહારાજ તે કાંઈ મારી સગી બેહેન નથી, અમો ફરતાં ફરતાં નર્મદા કીનારે ગયા હતા, ત્યાં એક બાઈ બેઠી બેઠી રોતી હતી, અને મેં પાસે જઈને પુછ્યું, કે તું કોણછે ? તારે તેણે મને કહયું કે હું રાજાચંદનની રાણીછું, અને મલ્યાગીરી મારૂં નામછે, હું દુઃખીઆરીછું, મારો ભરથાર અને બે છોકરા આ નદીમાં તણાઈ ગયા, તે માટે હું બેઠી બેઠી રડુંછું, એવું સાંભળવાથી મને દયા આવી, ને મેં તેને કહયું કે તું અમારી બેહેનછે, ચાલ અમારી સાથે, તેજ હમારી સાથેછે, અને હમો તેના કહયા પ્રમાણે વરતીએ છીએ.

નીર—( આશ્ચર્ય પામી ) વારે રંગછેરે વણજારા તારા માત પીતાને, જા તેને બોલાવી લાવ ? ખજાનચી, જાવો તમે એ વણજારા સાથે અને તેને લઈ આવો ?

( જાયછે. )

સીપાઈઓ—માહારાજ, આ જેદેવશાને હમો પકડીને લાવ્યાછીએ એને ગમે તે શીક્ષા કરો ?

નીર—સીપાઇઓ, એવો જે દુષ્ટ કુકર્મનો કરનાર તેને તમો મારી પાસે સા માટે લાવ્યા ? આ ભરી સભાની અંદર એના જીવતા નખ ઉતારો ? અને તરવાર વતે એના શરીરના કકડે કકડા કરી નાંખો ?

સાયેર—ભાઈ આતો મોટી અણઘટતી વાત થાયછે.

નીર—ત્યારે મારા વાહાલા બંધું તારો શું હુકમછે ?

સાયેર—મારા પ્રાણ પ્રીય નીર, હું જેમ કહું તેમ તું કરશે ?

નીર—હા મારા પ્રિય બંધું, અગરજો તારો હુકમ હોયતો હું એને ઠાર મારૂં ?

સાયેર—નાના, ભાઈ, એવું આપણે ન ઘટે એને મને જીવતદાન આપ્યુંછે માટે એને છોડી દયો.

નીર—એ દુષ્ટ કર્મના કરનારા અધર્મી વણીક, તારા મોટાં ભાગ્ય ઉદય થયાં કે મારા વાહાલા ભાઈને દયા આવી ? નહીતો મારોતો કાંઈ બીજોજ વિચાર હતો, પણ શું કરૂં કે મારાથી આગ્ના ભંગ થતી નથી, માટે તને છોડી દઊંછું ?

જેદેવશા—માહારાજ, જો કાંઈ મારો અપરાધ થયો હોય, તે મને ક્ષમા કરો.

નીર—એવણીક, દોકલસીંગ રાજાની પુત્રી તથા તેની દાસી ક્યાંછે ?

જેદેવશા—માહારાજ, મારા વાહાણમાંજછે.

નીર—સીપાઇઓ, જાઓ ? અને જે માણસો આ વણીક, તમારે સ્વાધીન કરે, તેને અતી સંભાલ, તથા આદરમાનથી અહીંઆ લીઆવો ?

સીપાઇઓ—બહુ સારૂ માહારાજ, જેવી આપની આજ્ઞા. (જાયછે) (મલ્યાગરીનું આવવું, સાયેર અને નીરે પગે લાગવું અને ભેટવું.)

નીર તથા સાયેર—ઓ મારી વાહાલી માતા! અમારો પ્યારો પીતા ક્યાંછે ?

મલ્યાગરી—માહારાં વાહાલા પુત્રો, આપણા દુઃખનો હવે અંત આવ્યો, વળી જયારે આપણે આવાં સંકટમાંથી બચ્યાં, ત્યારે તમારો પીતા પણ જીવતો હશે, માટે તેમની શોધ કડાવો ?

નીર—ગોર, અમારા પીતાની શોધ કાડો ? કેમકે એ કામ તમારા વગર બીજાથી નહી બને.

ગોર—વારૂ માહારાજ, બહુ સારૂં, પણ મને કાંઈ નીસાની આપો, કે જેથી કરીને તમારા પીતાજીને વિશ્વાસ આવે.

નીર—વારૂ ગોર, નીશાની મોટી આપુંછું, એક આ અડધો દોહોરો, ગામે ગામ, અને શેહેર શેહેર, ગાતા ફરજો ?

દોહરો.

ક્યાં ચંદન ક્યાં મલયાગરી, ક્યાં સાયેર ક્યાં નીર.

——0:0——

આ દોહરો તમારે બોલવો અને એનો જે જવાબ આપે તેજ અગારો પોતા કરી જાણવો, તે તમને જવાબ હું કહુંછું તે પ્રમાણે આપસે.

દોહરો.

જેમ જેમ પડેરે વિપતડી, તેમ તેમ સહે શરીર.

——0:0——

હવે જેમ બને તેમ જલદી જાવો, અને સારા સમાચાર લઇ આવો, અને અગારા પોતાને પણ લઇને આવજો.
ગોર—વારૂ ભાઈ જાવુંછું. ( જાયછે. )

——:0:——

## પરવેશ સાતમો. (સ્થલ, રસ્તો.)

દોહરો.

ગોર—ક્યાં ચંદન ક્યાં મલયાગરી, ક્યાં સાયેર, ક્યાં નીર;

——0:0:0——

અરે હું દેશો દેશ અને ગામો ગામ રખડયો, પણ ક્યાંએ ચંદનનો પતો લાગ્યો નહી, અને ભુખ તરસ વેહતાં મારૂં તો શરીર પણ થાકી ગયું, ચાલવાની પણ શક્તિ હવે રહી નહી, એ દેવ અરે ક્યાંથી પણ રાજા

ચંદનને મેળવ કે મારી આબરૂ રહે, અને વળી ઇનામ પણ મળે, કે જેથી મારો સુખે ગુજારો ચાલે, માટે ઓ પ્રભુ મને સાહેથા ! ( વીચાર કરેછે ) હવે તો બાકી એક નર્મદા કીનારો રહયોછે, ચાલ ત્યાં જાઉં, જો ઇશ્વરની કૃપાથી મળેતો.

——0:0——

## પરવેશ આઠમો. (સ્થલ, માહાદેવનું મંદીર.)

( રાજાચંદન ઇશ્વરની પાર્થના કરેછે. )

હોરી.

રાજાચંદન—દીન દયાલ ગીરધારી, પ્રભુ છો દીન દયાળ મોરારી, તમે સાહે કરોની અમારી—ટેક.
સેવકને તમે સાહે કરોછો, ભગત વછળ પ્રભુ ધારી,
જાણીને મુજને દાસ તમારો, વારે ચડોની અમારી—પ્રભુ.
માહાપાપી આ જગમાં ઉધર્યાં, નામ તમારૂં સંભારી;
નામનુ માહાતમ જાણે તમારૂં, રૂશી મુની બ્રહ્મચારી—પ્રભુ.
હાથ જોડીને તમને પ્રભુજી, પ્રણામું હું વારંવારી;
કાંતો આ પ્રાણ હરી લોને મારા, કાંતો મેળવ પુત્ર નારી—પ્રભુ.



( ગોર આવેછે. )

ગોર—ક્યાં ચંદન ક્યાં મલ્યાગરી, ક્યાં સાયેર ક્યાં નીર;
કોઈ હોયતો ભાઈ કહી દેજો ? ( એમ બે ત્રણ વ-

બાત બોલેછે, રાજા ચોંકેછે અને બ્રાહામણને બો-
લાવેછે. )

**રાજાચંદન**—ઓ માહારાજ, અહીંઆ આવો, અહીંઆ
આવો ?

**ગોર**- એ જોગી કેમ શું કહોછે ?

**રાજાચંદન**—માહારાજ, ફરીથી દોહરો બોલોની ?

**ગોર**—ક્યાં ચંદન, ક્યાં મલ્યાગરી, ક્યાં સાયર ક્યાં નીર;

**રાજાચંદન**—( અફસોસ મુકી ) જેમ જેમ પડે વીપતડી,
તેમ તેમ સહે શરીર.

**ગોર**—જોગીરાજ મને માહા આશ્ચર્ય થાયછે કે એ દોહરો
તમે પુરો કર્યો !

**રાજાચંદન**—કેમ માહારાજ, તમે શું આશ્ચર્યમાં પડયાછો
કહોતો ખરા ?

**ગોર**—એ જોગીરાજ, જે આ દોહરો પુરો કરે, તેતો સત-
વાદીક રાજાચંદન, માટે તમેતો રાજાચંદન ન હો !

**રાજાચંદન**—હા માહારાજ, હું પોતેજ રાજાચંદનછું, શું
કહોછો ?

**ગોર**—તારેતો ચાલો ચાલો ઉઠો, માહારાજ વેહેલા ઉઠો, હું
તમારી સ્ત્રી તથા છોકરાઓને મેળવું.

——o——

## પરવેશ નવમો. ( સ્થલ, રસ્તો. )

( વીદુશક અને પ્રધાન આવેછે. )

( ઓધવજી સદેશો કેહેજો શામને. ) એ રાહ.

**વીદુષક અને પ્રધાન**—આશો ગજબ ઇશ્વર તેં કીધો કારમો,

પાડયો વિખુટો સદવાદી સરદારજો,
દયા કેમ ન આવીરે, નમેરો કેમ થયો,
ચંદન વીન હવે જીવવામાં ધીક્કારજો,
નીરમય તારી છાતી કઠણ આવી કેમ થઈ,
દયા દીલમાં લાવી કરને વીચારજો,
મેળવ પ્રભુજી સ્નેહી ચંદન રાયને,
જેછે અમારા હરડાં કેરો હારજો.

—o—

પ્રધાન—વિદુશક હવેતો આખરી થઈ, કેમકે હેવો કોઈ દેશ નથી કે આપણા જોવામાં ન આવ્યો હોય, માટે હવે આપણો અનદાતા જે ચંદન તેનો મેલાપ થાય એવુંતો મને કાંઈ જણાતું નથી, માટે હવે શું વિચાર કરવો ?

વિદુષક—પ્રધાનજી હવે વિચાર કરવાનો કાંઈ બાકીજ રહ્યો નહી કેમકે આપણે બધા દેશો દેશ ફર્યા પણ આ શેહેર બાકીછે, તેમા તપાસ કરીએ, માટે ચાલો.

પ્રધાન—ચાલ વિદુષક ગોતીએતો ખરા, પછી આપણા કીસ્મત ( જાયછે ) (રાજાચંદન તથા ગોર આવેછે.)

રાજાચંદન—માહારાજ હજુ કેટલુંક ચાલવાનુંછે, ચાલતાં ચાલતાં માહારાતો પગ દુખી ગયા, તમો મને ઠગતા તો ન હો !

ગોર—અરે માહારાજ, હજીતો આપણે આજ સાંજે શેહેરમાં જઈ પુગશુ. ( જાયછે. )

—:o:—

## પ્રવેશ દશમો. ( સ્થલ, દરબાર. )

( સીપાઇઓ સાહેરની સ્ત્રીને લઇ આવેછે સાયેર ભેટેછે, મલયાગરીને પગે લાગેછે, એટલી વારમાં રાજાચંદન અને ગોર આવેછે. )

સીપાઇઓ—માહારાજ, પેલા વણીકના વાહાણમાંથી ઢોકલશીંગ રાજાની પુત્રીને લાવ્યાછીએ અને વણીકને છોડી મુકયોછે.

નીર—વારૂ સીપાઇઓ બહુ સારૂં કર્યું. ( ગોર અને રાજાચંદન આવેછે. )

ગોર—માહારાજ, એો માહારાજ, આગ આવો કાંઈ લાવ્યો છું. ( મલયાગરી, સાયેર, નીર અને રાજાચંદનની એ ચારે જણાની નજર એક થવાથી ભેટેછે. )

રાજાચંદન—ઓહો મારી પ્રીયા ને મારા પુત્રો !

ગોર—કેમ માહારાજ હવે સાચું કોણ તમે કે હું ? મને તમો કેહેતા હતા કે ઠગતોતો ન હોય ?

રાજાચંદન—માહારાજ, મારી ભુલ થઇછે, તે માટે મને ક્ષમા કરો.

ગોર—અરે નારે માહારાજ, તેનું તો કાંઈ નહી, પણ માહારાજ મને કાંઇ ?

નીર—જાઓ ગોર મેં તમને ઇનામમાં દશ ગામો આપ્યા ?

ગોર—સારૂ માહારાજ સુખી રહો, ને તમારી જય જય થાવો.

સનીદેવ—એ સતવાદી રાજાચંદન, ધન્યછે તારી ધીરજને કે તારા જેવા પુરૂષો જગતમાં થોડાજ હશે, હું

સનીદેવ છું, અને તારા ઉપર પ્રસન્નછું, માગે માગ માગ શું માંગેછે?

રાજાચંદન—(ઘુંટણે પડીને) માહારાજ, હું એજ માંગું-છું કે આવું દુ:ખ કોઇને નહીં દેતા, કેમકે આવી ધીરજ અને આવા કષ્ટ, બીજાથી સહન નહી થાય.

સનીદેવ—રાજા, તથાસ્તુ! યા મનુષ્યજન જે કોઇ આ તારી પવીત્ર કથાને સાંભળશે, યા બીજાને સંભળાવશે, તેને હું સનીદેવ કદી પીડા કરનાર નથી.

રાજાચંદન—બહું સારૂં માહારાજ, બીરાજો. આ આસને (સની બેસેછે, બધા ઉભા રહેછે, અને તેટલામાં વીદુશક તથા પ્રધાન આવેછે.)

ચોપદાર—માહારાજ, આપણી દરબારમાં આવવાની ઉમેદથી બે જોગીઓ બાહાર ઉભાછે, હુકમ હોયતો આવવા દવું.

રાજાચંદન—બહુ સારૂં બેલાશક આવવાદે. (આવેછે) જોગીઓ તમે શું ઉમેદ રાખીને આવ્યાછો, અને શું હુન્નર જાણોછો?

વિદુષક—માહારાજ, હમે ગાવાની કળા બહુ સારી જાણીએ છીએ.

રાજાચંદન—ત્યારે બહું સારૂં, શું જાણોછો, ગાઓ?

પ્રધાન—(બાજુએ) વીદુશક આજ આપણો રાજાછે.

વિદુષક—પ્રધાનજી કેમછે. આ વાણુ બગાડોછો કે શું, ઉતાવળા ના થાવો? જુવોતો ખરા, એમના મોઢે-

થી બોલાવું કે હુંજ રાજાચંદન, પછી કેમ ?

પ્રધાન—હા ઠીકછે ત્યારે ચાલ ગાયેન ગાઇએ. ( ગાયછે. )

——0:0——

( કયાં ગયો શાહજાદા જાની પ્યારો. ) એ રાહ.

કયાં મળશે ચંદન પીયારો, જીવ તલપેછે હમારોરે—ટેક.

દેશો દેશ અને જંગલે જંગલ, ફરતાં ન આવ્યો આરોરે-કયાં.

વિજોગના દુઃખનો માથેથી, કયારે ઉતરસે ભારોરે—કયાં.

આણી દયા પ્રભુજી મેળવ ચંદન, ચંદન વીન જગ ખારોરે-કયાં.

——0:0——

( આ ગાયન સાંભળી બધા આશ્ચર્ય પામેછે. )

રાજાચંદન—અરે આ કોણ ! વીદુશક અને પ્રીય પ્રધાનતો ન હોય ! હુંજ રાજાચંદનછું. ( રાજાને ભેટેછે અને મલ્યાગરીને પગે લાગેછે અને બહુ આંણંદ પામેછે. )

મલ્યાગરી—પ્રાણનાથ, આ વણજારાએ મારો પ્રાણ બચાવ્યો હતો.

રાજાચંદન—શું આ વણજારાએ તારો પ્રાણ બચાવ્યો હતો ?

મલ્યાગરી—હા સ્વામીનાથ.

રાજાચંદન—એ વણજારા તેં મારી પ્રીયાનો પ્રાણ બચાવ્યોછે, તેથી આ રાજ્યાસન તને સોંપુંછું, અને તું સારી રીતે રાજ ચલાવજે.

વણજારો—સારૂં માહારાજ, મારૂં ભાગ્ય ખુલ્યું ખરૂં.

(વીદુષક રીસાઈ જાયછે અને રાજા સમજાવેછે.)

રાજાચંદન—કેમ વીદુષક શું છે, તું દલગીર શા માટે થાયછે?

વિદુષક—હા! આ ગધેડા ત્યારૂંને રાજ્ય આપ્યું, અને હમો દેશો દેશ, જંગલે જંગલ, ગામે ગામ, અને શેહેર શેહેર ફૂર્યા તો કાંઈ નહી, એ કેવો ઊંધો ન્યાય?

રાજાચંદન—મારા ભાલા વિદુષક શા માટે તું ગભગયછે, આપણી જે ચંદનાવતીછે તે તારેજ માટે છે કેની.

વિદુષક—અરે ત્યાંતો પેલું પાપ બેઠેલુંછે, તેનુ નામ ના લ્યો.

સનીદેવ—એ રાજાચંદન, રાજા પુંદરીકતો મરણ પામ્યોછે, જા તું ચંદનાવતી નગરીનું રાજ્ય કર?

વિદુષક—ઓહો, ઓહો, મરણ છુટ્યું, મરણ છુટ્યું વાહ! વાહ!

(કૃષ્ણ વર્ધમાનમાં આવેછે.)

કૃષ્ણ—એ સત્યનાં સ્તંભ રાજાચંદન, તેં પુર્વે પાપ કર્યાં હતાં, તેથી તને દુઃખ પડયું તેમાં કાંઈ સનીનો અપરાધ નથી, હવે હું તારા ઉપર પ્રસન્નછું, માંગ માંગ વર માંગ?

રાજાચંદન—માહારાજ, મને તમારી ભક્તિ પ્રાપ્ત થાય, અને ફરીથી બીજો જન્મ ન ધરૂં.

કૃષ્ણ—તથાસ્તુ!!! (તે જ્હો.)

——0:0:0——

બધા—(દર ચાલે હાલે દીલમાં નોંધીલો.) એ રાહ.

ઓ ઇશ્વર જગકરતા તારી, છે અકલ કળા સૌથી ન્યારી,
કરી અમપર મેહરે કૃપા ધારી, કીધો તેં જેસ પુરો આરી,
અમે મંગલ મુરતી સિદ્ધ આરી, છે અકલ કળા સૌથી ન્યારી.

ઉમેદ પુરી થઈ હમારી, આવી સાહે કરી તેં મારારી,
પ્રણામ કરીએ વારંવારી, સેવકનાછો તમે સુખકારી,
જઈએ તમો ઉપર હમે બલીહારી, છે અકલ કળા સૌથી
ન્યારી.
મનકા પાપીને તેં તારી, ધાર કરી અહલ્યા નારી,
વૃંદાને તેં મસ્તક ધારી, ગુણ ગાઈએ તમારા બલકારી,
કરજો તું અંતગતી સારી, છે અકલ કળા સૌથી ન્યારી.

—0:0—

## શુધ્ધી પત્ર.

| પાનું. | ઓળ. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | દોલકર્શીંગ | દોકલસીંગ. |
| ૪ | ૬ | બેડેલા | બેડેલા. |
| ૭ | ૧૫ | નેતતો | નેતનેતો. |
| ૧૦ | ૨ | તેનું | પોતાનું |
| ૧૭ | ૧ | સાંભળો | સાંભળ ઓ. |
| ૧૯ | ૧૮ | કીધું | દીધું. |
| ૩૫ | ૧૨ | ગયા | ગયો. |
| ૩૮ | ૩ | હાવી | આવી. |
| ૩૮ | ૪ | હેવી | એવી. |
| ૩૮ | ૨૨ | લોટ | લોટા. |
| ૪૨ | ૧ | બેઉને | બેઉનું. |
| ૪૯ | ૧૪ | કીધો | દીધો. |
| ૫૭ | ૯ | દરબાર | રથલ, દરબાર. |

—0—

# જાહેર ખબર.

—o:o—

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી વેચાતી મળશે.

મુંબઈ—ચંદનવાડી આગળ રતનજી કુરામજી ઘડીઆલીની દુકાનેથી, તથા કાલબાદેવીના રસ્તા ઉપર દામોદર રતનશીની દુકાનેથી તથા રામવાડીના નાકા ઉપર બુકસેલર સેરીઆરજી હોરમસજી મારતરની દુકાનેથી, તથા મામાદેવી આગળ પંડીત જેઠારામ મુકુંદજીની દુકાનેથી તથા ગણેશવાડી આગળ બુકસેલર બાલકૃષ્ણ લક્ષ્મણ પાસેથી વેચાતી મળશે.

સુરત—નાણાવટમાં બુકસેલર કરસનદાશ નારણદાશની દુકાનેથી તથા વિકટોરીઆ પ્રેસમાં દેશી મીત્રના અધિપતી મંછારામ ઘેલાભાઈ પાસેથી મળશે.

દેશાવરથી વેચવા માટે મંગાવનારને નીચલે ઠેકાણેથી મંગાવી લેવી અને કમીશન વિશે બંદોબસ્ત કરવાને માલેકને પત્ર લખી જણાવવો નાતપેટ કાગળ લીધામાં આવશે નહી. છુટક નકલ મંગાવનારે પોસ્તની ટીકીતનો અરધો આનો વધારે મોકલવો.

**શા૦ મેહેતા જમનાદાશ ભગવાનદાશની**

**કંપની.**

ઠેકાણું ભુલેશ્વર આગળ ફીનારીવાલા બીહારીલાલ દુરગાદાશની દુકાને.